ગ્રંથમાલા નંબર ૪ થો

# श्री जीवविचारवृत्ति

मूळ अने भाषांतर सहित

छपावी प्रसिद्ध करनार,

## श्री जैन आत्मानंद सभा

भावनगर.

વીર સં ૨૪૩૨ આત્મ સં ૧૦ વિ સં ૧૯૬૨

ભાવનગર—ધી "વિદ્યા વિજય" પ્રિન્ટીંગ પ્રેસમાં
શાહ પુરૂષોત્તમ ગીગાભાઇએ છાપી

# अर्पणपत्रिका.

સકળ સદ્‌ગુણાલકૃત સ્વધર્મ પ્રેમી ગુરૂ ભક્ત સુજ્ઞ

શેઠ દેવરાજભાઇ ટોકરશી મુ ગઢસીસા (કચ્છ)

હાલ મુબઈ

આપ એક ઉદાર અને શ્રીમાન્ જૈન ગૃહસ્થ છો. જૈન ધર્મ પ્રત્યેનો તેમજ જૈન મુનિ મહારાજાઓ પ્રત્યેનો આપનો અપ્રતિમ અને અવર્ણનીય પ્રેમ, શ્રદ્ધા, અને લાગણી, પ્રસશનીય છે. સ્વધર્મીને દુખી દેખી દયાળુ લાગણીથી સ્વામી વાત્સલ્ય યથાર્થ રીતે આપે કરી બતાવ્યુ છે. જૈન ધર્મના જ્ઞાનનો જેમ બને તેમ બહોળો ફેલાવો થાય તેવા યત્ન કરવામા આપ પ્રયત્ન શીલ છો અને તેવા કાર્યના ઉત્તમ નમુના રૂપે આપે આ ગ્રથ છપાવવામા યોગ્ય મદદ આપી છે તેમજ અમારી આ સભા ઉપર અત્યત પ્રીતિ ધરાવોછો વિગેરે કારણોથી આ મૂલ અવચૂરી અને ભાષાતર યુકત ગ્રથ અમે આપને અર્પણ કરવાની રજા લઇએ છીયે.

પ્રસિધ્ધ કર્ત્તા.

॥ श्री ॥

# जीवविचारप्रकरणम् ।

## ( वृत्तिसहितम् )

भुवण पईवं वीरं, नमिऊण भणामि अबु-
हबोहत्थं । जीवसरूव किंचिवि, जह भणियं
पुव्वसूरीहि ॥ १

ત્રણ ભુવનને વિષે દીપક સમાન એવા શ્રીવીર ભગવતને નમસ્કાર કરીને અજ્ઞાન જીવના બોધને અર્થ પ્રાચીન વિદ્વાનોએ જેમ કહેલ છે. તેનુ જીવનુ સ્વરૂપ કાંઇક કહુ છુ. ૧

### वृत्तिः

ध्यात्वा जैनं महः श्रीमत्सद्गुरुं प्रणिपत्य च ।
वृत्तिं जीवविचारस्य कुर्वे संक्षेपतः स्फुटाम् ॥ १ ॥

શ્રી જિન ભગવતના તેજનુ ધ્યાન કરી અને શ્રીમાન્ સદ્ગુરૂને પ્રણામ કરી શ્રી જીવવિચાર પ્રકરણની સ્ફુટ અર્થવાળી વૃત્તિ—ટીકા સક્ષેપથી કરૂં છુ ૧

इह हि संसारसागरे निमज्जतां जंतूनामुपकाराय प्रवचनकल्पतत्वोपदेशं दातुकामः श्रीशांतिस्तावत्स्वेष्टदेवप्रणतिपूर्वकामभिधेयादिसूचिकामादिमा गाथामाह—

આ સસાર રૂપ સમુદ્રમા નિમગ્ન થતા પ્રાણીઓના ઉપ-

કારને માટે વાહાણ સમાન તત્ત્વ જ્ઞાનનો ઉપદેશ આપવાની ઇચ્છા રાખનારા શ્રી શાન્તિ સૂરિ પ્રથમ પોતાના ઇષ્ટદેવને પ્રણામ કરવા પૂર્વક ગ્રંથના અભિધેય-વિષય પ્રમુખને સૂચવનારી આ પેહેલી ગાથા કહે છે-" भुवणपईव " इति

भुवणेति--अत्र जणामीति क्रियाभिसंबंधादह-मिति कर्तृपदमध्याहार्यं ।

અહિં મૂલ ગાથામાં भणामि ( કહુ છુ ) એ ક્રિયાપદના સબંધથી ' अहं ' ( હુ ) એ કર્તા પ. અધ્યાહારથી લેવુ.

ततश्चायमन्वय ।

તે પછી આ નીચે પ્રમાણે અન્વય કરવો.

अह वीरं श्रीवर्द्धमानजिनं नत्वा किंचिदल्पं जीवस्वरूपं सिद्धसांसारिकादिभेदभिन्न जणामि ब्रवीमि ।

હુ શ્રીવીર એટલે વર્ધમાન જિનને નમસ્કાર કરી કાઇક અલ્પ એવુ જીવનુ સ્વરૂપ એટલે સિદ્ધ તથા સસારી વિગેરે જીવના ભેદનુ સ્વરૂપ કહુ છુ.

कीदृश वीर ।

તે શ્રી વીર ભગવત કેવા છે ?

जुवनप्रदीप जुवने विश्वे प्रदीप इव जुवनप्र-दीप जीवाजीवादिसकलपदार्थसार्थप्रकाशक. तं ।

ભુવન એટલે વિશ્વને વિષે દીપક સમાન છે દીપકની જેમ જીવ અજીવ વિગેરે સર્વ પદાર્થોના સમૂહને પ્રકાશ કરનારા છે.

किमर्थं ।

શા માટે ? ( જીવનુ સ્વરૂપ કહુ છુ. )

अबुधबोधार्थं अबुधा अज्ञातजीवाजीवाद्यर्थाः तेषां बोधार्थं तद्विज्ञापनायेत्यर्थः ।

અબુધ એટલે જીવ અજીવ વિગેરે પદાર્થને નહિ જાણનારા પુરૂષો, તેમના બોધને અર્થે અર્થાત્ તેમને જણાવાને અર્થે.

कथं भणामीत्याह ।

હું તે કેવી રીતે કહું છું ? તે કહે છે-

यथा पूर्वसूरिभिः गौतमसुधर्मादिभिः पूर्वाचार्यैर्भणितं तथा भणामि न तु स्वमनीषिकयेत्यर्थः.१

પૂર્વસૂરિ એટલે ગૌતમ સુધર્માદિક પૂર્વાચાર્યોએ જે રીતે કહેલું છે, તે રીતે ( જીવનું સ્વરૂપ ) કહું છું અર્થાત્ મારી પોતાની મતિથી કહેતો નથી. १

अथ तावज्जीवभेदानाह ।

હવે પ્રથમ જીવના ભેદ કહે છે—

जीवा मुत्ता संसारिणो य, तस थावरा य संसारी । पुढवि जल जलण वाऊ वणस्सई थावरा नेआ ॥ २ ॥

જીવ મુક્ત અને સંસારી એમ બે પ્રકારના છે તેમા સંસારી જીવ ત્રસ અને સ્થાવર એમ બે પ્રકારના છે તેમા સ્થાવર જીવ ૧ પૃથ્વીકાય, ૨ અપ્કાય, ૩ અગ્નિકાય, ૪ વાયુકાય અને ૫ વનસ્પતિકાય એમ પાંચ પ્રકારના જાણવા. ૨

वृत्तिः

जीवति कालत्रयेऽपि प्राणान् धारयतीति जीवाः

જીવ એટલે ત્રણે કાલ પણ પ્રાણને ધારણ કરે તે જીવ કહેવાય છે.

ते च द्विधा ।

તે જીવ બે પ્રકારના છે.

एके मुक्ता सिद्धा इत्यर्थ च पुनरर्थे अन्ये संसारिण चतुर्गतिरूपसंसारस्था इत्यर्थ ।

એક મુક્ત અર્થાત સિદ્ધના જીવ અને બીજા સ સારી એટલે ચાર ગતિ રૂપ સ સારમા રહેલા તે. અહિ च શબ્દનો અર્થ 'ફરીથી' એવો થાય છે

ते च ससारिणो द्विधा ।

તેમા સસારી જીવ બે પ્રકારના છે

एके त्रसा. त्रसनामकर्मोदयवर्त्तिन द्वीन्द्रि-यादय च पुनरन्ये स्थावरा स्थावरनामकर्मोदयव-र्त्तिन एकेन्द्रिया इत्यर्थ ।

એક ત્રસ એટલે ત્રસ નામ કર્મના ઉદય વર્તી એવા બે ઇંદ્રિ વિગેરે જીવ અને બીજા સ્થાવર એટલે સ્થાવર નામ કર્મના ઉદય વર્તી એવા એકેંદ્રિય જીવ

तत्र प्रथम स्थावरभेदानाह ।

હવે પ્રથમ તેમા સ્થાવરના ભેદ કહે છે

पुढवीत्यादि । पृथिवी १ जल २ ज्वलन ३ वायु ४ वनस्पतय ५ पृथिव्यप्तेज पवनवनस्पतय एते पञ्चापि स्थावरा ज्ञेया ज्ञातव्या २

૧ પૃથિવીકાય, ૨ અપ્કાય, ૩ તેજકાય, ૪ વાયુકાય, અને વનસ્પતિકાય,-એ પાચ સ્થાવર જાણવા.

अथ गाथाद्वयेन पृथिवीभेदानाह

હવે બે ગાથા વડે પૃથિવીકાય જીવના ભેદ કહે છે

फलिह मणि रयण विद्दुम, हिंगुल हरियाल मणसिल रीसदा । कणगाइ धाउ सेढी, वन्नि अ अरणेट्टय पलेवा ॥ ३॥ अब्भय तूरी ऊसं, मट्टी पाहाण जाइओणेगा । सोवीरंजण लूणाइ पुढविभेआइ इच्चाई ॥ ४ ॥

સ્ફટિક મણિ, ચંદ્રકાતાદિ મણિ, રત્ન, પરવાલા, હિંગલો હડતાળ, મણસીલ, પારો, સુવર્ણ વિગેરે સાત ધાતુ, ખડી-ચાક હરમજી માટી, ધોળી માટી, એક જાતનો પથ્થર, અબરખ, તુરી જાતની માટી, ઉસ જાતનો ખાર, માટી, પાષાણની અનેક જાત, સુરમો, સૈંધવ વિગેરે લવણ, ઇત્યાદિ પૃથ્વીકાય સંસારી જીવોના ભેદ છે. ૩-૪.

वृत्ति

स्फटिक. प्रसिद्ध मणयश्चन्द्रकातादय. रत्नानि वज्रकर्केतनादीनि यद्वा समुद्रोद्भवा मणय खनिसमुद्भवानि रत्नानि विद्रुम प्रवाल हिंगुलहरिताल मन शिला प्रसिद्धा एव रसेन्द्र. पारद. ।

સ્ફટિક એ પ્રસિદ્ધ છે. મણિ એટલે ચંદ્રકાત વિગેરે, રત્ન એટલે વજ્ર ( હીરા ) કર્કેતન વિગેરે અથવા સમુદ્રમા ઉત્પન્ન થાય તે મણિ અને ખાણમાથી ઉત્પન્ન થાય તે રત્ન વિદ્રુમ એટલે પરવાલા, હિંગલો, હડતાલ અને મનશિલ-એ પ્રસિદ્ધજ છે રસેન્દ્ર એટલે પારા.

तथा कनकादय. सप्त धातव ।

તથા કનક—સુવર્ણ વિગેરે સાત ધાતુઓ.

ते चामी ।

તે સાત ધાતુ આ નીચે પ્રમાણે.

स्वर्ण १ रूप्य २ ताम्र ३ लोह ४ त्रपु ५ सीसक ६ जसदा. ७ ।

૧ સોનુ, ૨ રૂપુ, ૩ તાંબૂ, ૪ લોહુ, ૫ તરવુ, ૬ સીસુ, અને ૭ જસત

एषामग्निसयोगात्पूर्वं पृथ्वीकायत्वं अग्निसयोगे तु अग्निकायत्व ।

એ સાત ધાતુ અગ્નિનો સંયોગ થયા પહેલા પૃથ્વીકાય છે અને અગ્નિનો સયોગ હોય ત્યાસુધી અગ્નિકાય છે ( અને પછી તમામ ધાતુ અજીવ છે )

सेढीत्ति खटिका वर्णिका रक्तमृतिका अरणेट्टक पाषाणखण्डमिश्रितश्वेतमृत्तिकारूपो देशविशेषप्रसिद्ध. पलेवक पाषाणभेद

શેઢી એટલે ખડી, વર્ણિકા એટલે રાતીમાટી અરણેટ્ટક એવે પાષાણના કકડા સાથે મિશ્રિત ધોલીમાટી, જે કોઈ દેશમા પ્રસિદ્ધ છે પલેવક એ એક જાતનો પાષાણ ૩

अभ्रकाणि पचवर्णानि तूरी वस्त्राणा पाशहेतुर्मृत्तिकाविशेष ।

અભ્રક એટલે પાચ રગનુ અભ્રખ, તુરી એટલે વસ્રને પાશ દેવાની હેતુરૂપ એક જાતની માટી.

ऊष क्षारभूमि यत्राकुरोत्पत्तिर्न भवति ।

ઉર એટલે ખારની ભૂમિ, જેમા બીજના અંકુર ઉત્પન્ન થતા નથી તે

तथा मृत्तिकाजातयः पाषाणजातयश्च अनेका ।

તથા માટીની અનેક જાત અને પાષાણની અનેક જાત.

सौवीरांजन श्वेतकृष्णादिभेदभिन्नमंजनं ।

સૌવીર અજન એટલે ધોળો કાળો વિગેરે ભેદવાળો સુરમો. (અજન.)

लवणं सैंधवादि प्रसिद्धमेव ।

લુનણ એટલે સૈંધવ વિગેરે પ્રસિદ્ધ છે તેજ.

आदिशब्दादन्येऽपि पृथिवीभेदा ग्राह्या इत्यादय पृथ्वीकायभेदा. स्यु. ॥ ४ ॥

આદિ શબ્દથી બીજા પણ પૃથ્વીના ભેદ ગ્રહણ કરવા. ઈત્યાદિ પૃથ્વીકાય સગારી જીવના ભેદ છે. ૪

अथ अप्कायभेदानाह ।

હવે અપકાય જીવના ભેદ કહે છે

भोमंतरिरकमुदगं, ओसा हिम करग हरितणू महिया । हुंति घणोदहिमाई, भेआणेगा य आउस्स ॥ ५ ॥

પૃથ્વીનું જલ, આકાશનુ જલ, ઓસનુ પાણી, હિમનું જલ, કરા, લીલોતરી ઉપરનુ પાણી, ધુમરીનુ પાણી, અને ઘનોદધિ વિગેરે બીજા અનેક ભેદ અપકાય જીવના છે. ૫

वृत्तिः

भौमं उदकं कूपवाप्यादिजल आंतरीक्षं उदकं मेघजं पय. ।

ભૂમિનુ જલ એટલે કુવા વાવ્ય વિગેરેનુ પાણી આકાશનુ જલ એટને વર્ષાદનુ પાણી

ओसत्ति–अवश्यायस्नेहजल हिम तुपार करको घनोपल ।

ઓસ એટને તુષાર અથવા ઝાકળનુ પાણી હિમ એટલે કરા વર્ષાદમા પથરા ।। જેવા પડે છે તે.

हरितणुत्ति–स्नेहकाले दर्भाग्रेषु जलबिंदव महिमा धूमरी घनोदधि विमानपृथिव्याधारजूतासख्येययोजनप्रमाणपय पिण्डरूप ।

હરિતણુ એ લે ઊગા ઘાસ પ્રમુખના તથા ડાભના અગ્ર ભાગ ઉપર જે જલના બિંદુ જામેછે તે મહિમા એટલે આકાશે પતી ધૂમરનુ જલ ઘનોદધિ એટલે વિમાન તથા પૃથ્વીના આધાર રૂપ અસખ્યાતા યોજન પ્રમાણ જલના પિંડ રૂપ છે તે

इत्यादय अनेके सप्कायस्य जेदा जवति ॥५॥

ઇત્યાદિ અપકાય જીવના અનેક ભેદ થાય છે. ૫

अथाग्निकायजेदानाह ।

હવે અગ્નિકાય જીવના ભેદ કહે છે—

इंगाल जाल मुम्मुर, उक्कासाणि कणग विज्जुमाईया । अगणिजियाण भेया, नायव्वा निउणबुद्धीए ॥ ६ ॥

અંગારા, જ્વાલાનો અગ્નિ, તણખા, ઉલ્કાપાત, આકાશમાથી ઉડતા અગ્નિના તણખા, અને વિજલી પ્રમુખ-એ અગ્નિકાય જીવના ભેદ નિપુણ બુદ્ધિવાળા પુરૂષે જાણવા. ૬

## वृत्तिः

अंगारो ज्वालारहितः काष्टाद्यग्निः ज्वाला प्रसिद्धा मुर्मुर विरलाग्निकणान्वितस्म लोके कारिषोऽग्नि रिति प्रसिद्धः ।

અગાર એટલે જ્વાલા વિનાનો કાષ્ટ વિગેરેનો અગ્નિ. જ્વાલા એ પ્રસિદ્ધ છે. મુર્મુર એટલે વિરલ અગ્નિના કણીયાની ભસ્મ લોકમા તે કારિષ ( છાણાનો ) અગ્નિ એના નામથી પ્રસિદ્ધ છે.

उल्का आकाशाग्निः उत्पातकारणं व्योम्नि विविधाकारयुक्तरेखारूपा अशनिः आकाशात्पतिता न्भुवि वह्निकणा ।

ઊલ્કા એટલે આકાશનો અગ્નિ જે ઊત્પાતનું કારણ હોય છે, તે આકાશમા વિવિધ આકૃતિવાલી રેખા રૂપે ખરતો દેખાય છે અશનિ એટલે આકાશમાથી પૃથ્વી ઉપર પડતા અગ્નિના તણખા.

कणगत्ति गगनात्तारकवत्कणरूप. पतन्नग्निर्दृश्यते ।

કણક એટલે આકાશમાથી તારાની જેમ કણીયા રૂપે પડતો અગ્નિ દેખાય છે તે.

विद्युत्प्रसिद्धैव आदि शब्दात्सूर्यकांतादेर्वंशघर्षणादेश्च समुत्पन्नो वह्नि निरंधन शुद्धाग्निश्च ग्राह्यः।

વિદ્યુત્—વિજળી એ પ્રસિદ્ધ છે. આદિ શબ્દથી, સૂર્યકાંત વિગેરે મણિઓથી અને વાસના ઘસારા વિગેરેથી ઉત્પન્ન થયેલો અગ્નિ અને ઇંધણા વગરનો શુદ્ધ અગ્નિ ગ્રહણ કરવો.

इत्यादयो अग्निकायजीवाना भेदा निपुणबुद्ध्या ज्ञातव्या ॥ ६ ॥

ઇત્યાદિ અગ્નિકાય જીવના ભેદ નિપુણ બુદ્ધિવડે જાણવા ૬

अथ वायुकायभेदानाह ।

હવે વાયુકાય જીવના ભેદ કહે છે—

उब्भामग उक्कलिया, मंडलि मुह सुद्ध गुंजवाया य । घणतणु वायाईया, भेया खलु वाउकायस्स ॥ ७ ॥

ઉદ્‌ભ્રામક—આકાશમા ઊંચો વાય તે વાયુ, નીચે પડતો વાય તે વાયુ, વંટોળીઓ મોટો વાયુ, હલવે હલવે વાય તેવો શુદ્ધ વાયુ, ગુંજારવ કરી વાય તે વાયુ, ઘનવાયુ અને તનુવાયુ ઇત્યાદિ વાયુકાય જીવના ભેદ છે. ૭

## वृत्ति

उद्भ्रामकवात यस्तृणादिकमूर्ध्वं भ्रामयति १

ઉદ્‌ભ્રામક વાયુ એટલે જે ઘાસ વિગેરેને આકાશમા ભમાવે છે, તે વાયુ.

उत्कलिकावात य स्थित्वा स्थित्वा वाति येन धूलिषु रेखा समुत्पद्यन्ते २

ઉત્કલિકા વાયુ એટલે જે રહી રહીને વાય છે અને જેનાથી ધુળિમા રેખા પડે છે તે વાયુ ૨

मडलीवात यो मडल्या वाति पत्रादिक मण्डलाकारेण भ्रामयतीत्यर्थ ३

મંડલીવાયુ એટલે જે મડલાકારે વાય છે, અર્થાત્ જે પત્ર વિગેરેને મડલાકારે ભમાવે છે તે વાયુ. ૩

महावातः अतिप्रवलवात ४

મહાવાત એટલે અતિ પ્રબલ વાયુ. ૪

क्वचिन्मंमलिमुदत्ति पाठ. तत्र मुदत्ति मुखं वात इत्यर्थ' शास्त्रांतरे तु वायुकायन्नेदेष्वयं प्रायो न दृश्यते ।

કોઈ ઠેકાણે મદાલ્મિદ એવો પાઠ છે ત્યાં મુખનો અર્થ વાયુ થાય છે. બીજા શાસ્ત્રમા વાયુકાય જીવના ભેદમા એ વાયુ પ્રાયે કરીને જોવામા આવતો નથી.

शुद्धवातो मदवात. ५

શુદ્ધ વાયુ તે મદ વાયુ. ૫

गुंजवात' प्रसिद्ध एव ६

ગુજારવ કરનારો ગુજ વાતતો પ્રખ્યાતજ છે. ૬

घनवाततनुवातो घनोदधिवद्रत्नप्रन्नादीना सौधर्मादीना चाधारनूतौ तयोराद्य. स्त्यानघृतसदृश. अन्यस्तु तापितघृतवदद्दढस्वरूप ।

ઘનવાત અને તનુવાત એ બ'ને ઘનોદધિની જેમ રત્નપ્રભા વિગેરે ભૂમિઓના અને સૌધર્માદિ વિમાન-લોકના આધારભૂત છે તેઓમા પેલો ઘનવાત જામેલા ઘીના જેવો છે અને બીજો તનુવાત તપાવેલા ઘીના જેવો અદૃઢ સ્વરૂપ વાલો છે.

इत्यादयो वायुकायस्य न्नेदा ज्ञेया. खलुनिश्चये ७

ઇત્યાદિ નિશ્ચે કરીને વાયુકાય જીવના ભેદ જાણવા. ૭

अथ वनस्पतिकायन्नेदानाह–

હવે વનસ્પતિકાય જીવના ભેદ કહે છે—

साहारण पत्तेया, वणसइ जीवा दुहा सुए भाणया । जेसिमणंताणं तणु एगा साहारणा तेऊ ॥ ८ ॥

वृत्ति

श्रुते सिद्धान्ते वनस्पतिजीवा द्विधा भणिता उक्ता.
સિદ્ધાંતને વિષે વનસ્પતિ જીવ બે પ્રકારના કહેલા છે.
तत्रैके साधारणा अन्ये प्रत्येका ।
તેમા એક સાધારણ અને બીજા પ્રત્યેક.
तत्र तावत्साधारणस्वरूप दर्शयति ।
તેઓમા પ્રથમ સાધારણ વનસ્પતિકાયનુ સ્વરૂપ દર્શાવે છે

एसिन्ति–एषा वनस्पतिजीवाना अनतानामेका तनुः एकं शरीरं ते साधारणा अनतकायिका ज्ञेया एषा निगोद इत्यपि संज्ञास्ति ॥ ८ ॥

જે અનતા વનસ્પતિ જીવોને એકજ શરીર હોય તે સાધારણ ( અનતકાયિક ) જીવ જાણવા, તેઓનુ નિગોદ એવુ નામ પણ કહેવાય છે

अथ लोकप्रसिद्धान् कतिचिदनंतकायान्नाम ग्राहमाह ॥

હવે લોકમા પ્રસિદ્ધ એવા કેટલાએક અનતકાય જીવના નામ દર્શાવી કહે છે—

कंदा अंकुर किसलय, पणगा सेवाल भूमि-
फोडा अ । अल्लय तिय गज्जर मोत्थ, वच्छु-
ला थेग पल्लका ॥ ९ ॥ कोमल फलं च सव्वं,
गूढसिराइ सिणाइ पत्ताइं । थोहरि कुंआरि
गुग्गुलि, गलो य पमुहाइ छिन्नरुहा ॥ १० ॥

કંદ, અંકુર, કુંપલીયા, પાચવર્ણના સેવાલ, બીલાડીના ટોપ, લીલુ આદુ, ગાજર, મોથ, વથૂવ જાતનુ શાક, થેગ, પાલખુ એવી જાતનુ શાક, સર્વ જાતના કોમલ ફલ કે જેમની નસો સ્પષ્ટ દેખાતી નહોય, શણ વિગેરેના પાતરા, થોર, કુંવરના લાબરા, ગૂગલ, ગલો વિગેરે અને છેદનાથી જે ફરીને ઉગે તે સર્વ સાધારણ વનસ્પતિ અથવા અનતકાય કહેવાય છે ૯-૧૦

वृत्ति

कंदा भूमध्यगा वृक्षाद्यवयवाः ते चार्द्रा एव गृह्यंते शुष्काणा निर्जीवत्वात् एवमग्रेऽपि ।

કંદ એટલે પૃથ્વીના મધ્ય ભાગે ( તળીયા નીચે ) થનારા વૃક્ષ વિગેરેના અવયવ, તે લીલા હોય ત્યારેજ લેવામા આવે છે, તદન સુકાઇ ગયા પછી તે નિર્જીવ હોય છે એવી રીતે આગલ પણ સમજવુ

अंकुरा उद्गमनावस्थायामव्यक्तपत्राद्यवयवाः ।

અંકુરા એટલે ઊગવાની અવસ્થામા જેના પાત્રા વિગેરે સ્પષ્ટ ન દેખાય તે, જેને લોકો કોટા કહે છે

किशलयानि उद्गच्छन्नूतनकोमलदलानि ।

કિશલય એટલે નના કોમલ પાદડા ઊગતા હોય તે કુંપલીયા,

पनका पंचवर्णा फुल्लि ।

પનક— એટલે પાચ વર્ણની સેવાળ.

शेवालं प्रसिद्ध ।

શેવાલ એ પ્રસિદ્ધ છે, તે

भूमिस्फोटानि ग्रीष्मवर्षाकालजावीनि छत्राकाराणि ।

ભૂમિસ્ફોટ—એટલે ગ્રીષ્મ તથા વર્ષાકાલે ઉત્પન્ન થનારા છત્રાકાર ( બીલાડીના ટોપ )

अद्रयातियत्ति आर्द्रकत्रिकं आर्द्रक शृंगवेरं १ आर्द्रा हरिद्रा २ कर्चूरकश्च तिक्तद्रव्यविशेषः ३ ।

ત્રણ જાતના આર્દ્રક એટલે ૧ લીલુ આદુ, ૨ લીલી હળદર અને કર્ચૂર એટલે એક જાતનુ તીખુ દ્રવ્ય જેને લીલો કચૂરો કહે છે

गर्जराणि प्रसिद्धानि मुस्ता सूकरप्रिया ।

ગાજર એ પ્રસિદ્ધ છે મુસ્તા એટલે મોથ તે ડુક્કર પ્રાણીને પ્રિય હોય છે

वत्थूल शाकविशेषः स च प्रथमोद्गत एव ।

બત્થૂલ—એક જાતનુ શાક છે, તે પ્રથમ ઉગેલુ જ હોય છે

थेग कन्दभेद पल्लक. शाकविशेषः ए

થેગ એટલે થેગી નામનો કંદ. પલ્લક એક જાતનુ શાક છે.

तथा सर्व कोमलफलं अबद्धास्थिकं ।

સર્વ જાતના કોમલ ફળ, જેમના અસ્થિ બંધેલા ન હોય તે

गूढसिराणि अप्रकटसंधीनि सिनादिपत्राणि सिनशब्देन देशविशेषे क्षारपीलुवृक्ष उच्यते ।

જેમની નસો પ્રગટ રીતે દેખાતી નહોય તેવા સણ વિગેરેના પાત્રા. અહિ-સિન ( શણ ) શબ્દ વડે કોઈ દેશમા ક્ષાર પીલુનુ વૃક્ષ કહેવાય છે.

थोहरी प्रसिद्ध ।

થોહરી એ થોરના નામથી પ્રસિદ્ધ છે.

कुमारी मांसलप्रणाल्याकारपत्रा ।

કુમારી એટલે જેના પાના પુષ્ટ પ્રણાલી ( જાડી પરનાળ ) ના જેના હોય છે તે જેને લોકો કુવરના લાબના કહે છે.

गुग्गुल' प्रसिद्द ।

ગુગલ એ પ્રસિદ્ધ છે

गिलोयत्ति गम्रूची वल्ल्यपि प्रसिद्धैव ।

ગડુચી એ ગળોની વેલથી પણ પ્રસિદ્ધજ છે

एतेषु थोहरी कुमारी गुग्गुल गम्रूची प्रमुखा. साधारण वनस्पतय. छिन्नरुहा ज्ञेयाः छिन्ना अपि पुनारोहंतीत्यर्थ' ।

એ બધામા થોર, કુવર, ગુગલ, અને ગળો વિગેરે સાધારણ વનસ્પતિકાય છિન્નરૂહ જાણુના અર્થાત્ તેઓ છેદાએલા હોય તો પણ પુન ઉગેછે

एते सर्वेऽ प्यनंतकायिका ।

એ બધા પણ અનતકાય કહેનાય છે.

एवमन्येऽपि वंशकरेल्लकलवणवृक्षत्वगमृतवल्ली कोमलाचाम्लिकागिरिकर्णावल्लीप्रभृतयोऽनंतकायिकभेदा' ज्ञेया. ॥ १० ॥

એ શિવાય બીજાપણ વાસ, કારેળા, લનણ વૃક્ષની છાલ,

અમૃતવેલ, કોમલ આમલી અને ગિરિકર્ણીની વેલ વિગેરે અનતકાયના ભેદ જાણવા ૧૦

अथैतावत एव अनतकाया उताधिका इत्याशका निरासार्थमाह--

એ અનતકાય ઉપર કહેલા એટલાજ છે કે તેથી વધારે છે ? એ શકા દૂર કરવાને હવે કહે છે

इच्चाइणो अणेगे, हवंति भेया अणतकाया-ण । तेसिं परिजाणणत्थ, लक्खणमेयं सुए भणिय ॥ ११ ॥

ઇત્યાદિ અનતકાય જીવના અનેક ભેદ છે, તેઓને જાણવા શાસ્ત્રમા આ ( નીચે પ્રમાણે ) લક્ષણ કહેલુ છે ૧૧

वृत्ति

एते सूत्रोक्ता एव नेदा न किंतु इत्यादय-अनेके अनंतकायिकाना नेदा नवंति ।

એ સૂત્રમા કહેલા એટલાજ ભેદ નથી પણ ઇત્યાદિ અને કાયના અનેક ભેદ છે

तेषा परिज्ञापनार्थं एतल्लक्षण श्रुते नणितं ॥

તે ભેદ જાણવાને માટે એનુ લક્ષણ શાસ્ત્રમા કહેલુ છે ॥

तदेव दर्शयति ।

તે અનતકાયનુ લક્ષણ દર્શાવે છે

गूढ सिर संधि पव्व, समभंग महीरुगं च

छिन्नरुहं । साहारणं सरीरं, तव्विवरीअं च पत्तेयं ॥ १२ ॥

જેમના કુણસળા, સાધાંઓ-નસો, અને પર્વ-ગાઠો ગૂઢ હોય, જેમને ભાગવાથી સરખા ભાગ ( ફાડીયા ) થઇ શકતા હોય, જેમનામાં તાતણા ન હોય, અને જે છેદાપછી ફરી વાવવાથી ઉગે તેવા હોય તે સર્વ પ્રકારના વૃક્ષો સાધારણ વનસ્પતિકાય જીવોના શરીર કહેવાય છે-અર્થાત્ એજ અનંતકાય પણ કહેવાય છે. તેથી વિપરીત લક્ષણવાળી વનસ્પતિ પ્રત્યેક વનસ્પતિકાય કહેવાય છે. ૧૨

## वृत्ति

गूढानि गुप्तानि प्रकटतया अज्ञायमानानि सिरा. स्नसा. संधय. पर्वाणि च यस्य पत्रनालादेस्तद्गूढ सिरासंधिपर्व ।

જેના પાત્ર તથા નાલ વિગેરેના સાધાઓ અને પર્વ-ગાંઠો ગૂઢ હોય એટલે પ્રગટ પણે જણાય તેના ન હોય તે.

तथा यस्य त्रोट्यमानस्य पत्रादे. समोऽदंतुरो न्नंग छेदो न्नवति तत्समन्नंग ।

જેના પત્ર પ્રમુખ તોડનાથી સમ-સરખો ભાગ છેદ અર્થાત્ ચીર પડે તે, સમભાગ કહેવાય.

तथा विद्यमानस्य न विद्यते हीरका तंतुलक्षणा मध्ये यस्य तदहीरकं ।

તથા અહીરક—એટલે જેને છેદનાથી વચમા તાતણા ન હોય તે.

तथा यस्य छिन्नमपि खण्डं जलादिसामग्रीं प्राप्य गडूच्यादिवदन्यत् पुनः प्ररोहति तच्छिन्नरुहं ।

છિન્નરૂહ એટલે જેને છેદું હોય તોપણ જે જલ વિગેરેની સામગ્રી પ્રાપ્ત કરી ગળો પ્રમુખની જેમ પુનઃ બીજે ઉગે તે

तदेतैर्लक्षणैः साधारणमनन्तकायिकशरीरं ज्ञेयं।

એ ઉપર કહેલા લક્ષણોથી સાધારણ અનંતકાય વનસ્પતિનું શરીર જાણવું.

तल्लक्षणविपरीतं पुनः प्रत्येक शरीरं बोध्यम् १२

તે ઉપર કહેલા લક્ષણથી વિપરીત તે પ્રત્યેક વનસ્પતિકાય શરીર જાણવું ૧૨

अथ प्रत्येकवनस्पतेर्लक्षणादिकमाह—

હવે પ્રત્યેક વનસ્પતિકાયના લક્ષણ વિગેરે કહે છે—

एग सरीरे एगो, जीवो जेसिं तु ते य पत्तेया। फल फूल छल्लि कट्ठा, मूलग पत्ताणि बीयाणि ॥ १३ ॥

જે વૃક્ષોને વિષે એક શરીરમા એક જીવ હોય, તે પ્રત્યેક વનસ્પતિકાય કહેવાય છે ફળ, ફુલ, છાલ, કાષ્ટ, મૂળ, પાના, અને બીજ-એ સાત પ્રકારે તે પ્રત્યેક વનસ્પતિકાય જીવ હોય છે ૧૩.

## वृत्तिः

येषां तरूणामेकस्मिन् शरीरे एको जीवः स्यात् ते प्रत्येका वनस्पतय उच्यते ।

જે વૃક્ષોને એક શરીરમા એક જીવ હોય તે પ્રત્યેક વનસ્પતિ કાય કહેવાય છે.

चः समुच्चये तुरेवार्थे ते एवेत्यर्थ.

અહિં च શબ્દ સમુચ્ચય અર્થમા છે અને તુ એવ [ જ ] ના અર્થમા છે, એટલે 'તજ' એવો અર્થ થાય

प्रत्येकवृक्षाणा सप्तसु स्थानेषु पृथग्जीवा. सति।

પ્રત્યેક વનસ્પતિઓને સાત સ્થાનમા જુદા જુદા જીવો હોય છે.

तानि स्थानानि दर्शयति ।

તે સ્થાન દર્શાવે છે

फलानि १ पुष्पाणि २ त्वक्च ३ काष्टानि ४ मूलानि ५ पत्राणि ६ बीजानि ७ चेति ।

૧ ફલ, ૨ પુષ્પ, ૩ છાલ, ૪ કાષ્ટ, ૫ મૂલીઆ, ૬ પાત્રા અને ૭ બીજ એ સાત સ્થાન.

इह प्रत्येकवनस्पतीना नाममात्रमुपदर्शितं भेद-विशेषविचारस्तु प्रज्ञापनादिभ्योऽवसेयः ॥ १३ ॥

અહિં પ્રત્યેક વનસ્પતિ કાયના માત્ર નામજ દર્શાવ્યા છે, પરંતુ તેમના વિશેષ ભેદનો વિચાર જાણવો હોય તો પ્રજ્ઞાપના સૂત્ર વિગેરેથી જાણી લેવો ૧૩

अथ सर्वैकेंद्रियानाश्रित्य पृथ्व्यादय. पंचापि क्व क्व संतीति तद्विशेषमाह—

સર્વ એકેદ્રિય જીવને આશ્રીને પૃથ્વીકાય વિગેરે પાચે પ્રકારના પણ જીવ ક્યા ક્યા છે ? તે વિષે વિશેષ કહે છે–

पत्तेय तरु मुंत्त. पंचवि पुढवाइणो सयल लोए । सुहमा हवंति नियमा, अंत मुहुत्ताउ अ-दिस्सा ॥ १४ ॥

ઉપર કહેલા પ્રત્યેક વનસ્પતિકાયને મુકીને [ બાદકરીને ] પૃથ્વીકાય વિગેરે પાચે પ્રકારના જીવો સર્વ લોક [ ચૌદરાજ લોક ] ને વિષે નિશ્ચયે કરીને સુક્ષ્મ, અંતર્મુહૂર્તના આયુષ્ય વાલા અને અદ્રશ્ય હોય છે ૧૪

## वृत्ति

प्रत्येकतरु मुक्त्वा पचापि पृथिव्यादय सूक्ष्मै- केंद्रिया नियमात् निश्चयेन सकललोके चतुर्दशरज्जुप्र- माणे लोके भवन्तिविद्यते ।

પ્રત્યેક વનસ્પતિકાયને મુકી પૃથ્વીકાય વિગેરે પાચે પ્રકારના પણ સુક્ષ્મ એકેદ્રિય જીવ નિશ્ચયે કરીને સર્વ ચૌદરાજલોકને વિષે હોય છે.

पर ते कीदृशा' ।

તે પૃથ્વીકાય વિગેરે પાચે કેવા છે ?

नियमात् अतर्मुहूर्त्तायुष ।

નિશ્ચયે કરીને તે અંતર્મુહૂર્તની આયુષ્યવાલા છે

पुन. कीदृशा ।

વલી તે કેવા છે ?

अदृश्याश्चर्मचक्षुषामगोचरा केवलिना ज्ञान- गोचरा इत्यर्थ ।

અદ્રશ્ય છે એટલે ચર્મચક્ષુવાલા મનુષ્યોને અગોચર છે, અર્થાત્ કેવલીને જ્ઞાનગોચર છે [ કેવલીથી જ્ઞાનવડે જો૦ શકાય તેવા છે ]

अतएव वह्निशस्त्रादिभ्य' तेपामुपघातो न भ- वति ॥ १४ ॥

એ અદ્દશ્ય છે, તેથી કરીને અગ્નિ શસ્ત્ર વિગેરેથી તેઓનો ઘાત થતો નથી. १४

उक्ता. स्थावरभेदाः साम्प्रतं क्रमायातास्त्रसाः ते च द्वित्रिचतु पचेंद्रियभेदाच्चतुर्धा तेषु तावद्द्वींद्रिय भेदानाह–

સ્થાવર જીવના ભેદ કહેવામા આવ્યા હવે ક્રમ પ્રમાણે ત્રસ જીવ કહેવા જોઇએ તે ત્રસ જીવ બેઇંદ્રિય, તેઇંદ્રિય, ચઉરીંદ્રિય, અને પચેંદ્રિય એવા ભેદથી ચાર પ્રકારના છે, તેઓમા પ્રથમ બેઇંદ્રિય જીવના ભેદ કહેવાય છે

सख कवड्डय गडुल, जलोय चंदणग अलस लहगाई । मेहरि किमि पूअरगा, बे इंदिय माई वाहाई ॥ १५ ॥

શખ, કોડીઓ, ગડોલા, (પેટના કરમીયા) જલો, અક્ષ-અરિયા, અળસીયા, લાલીયા, લાકડાના જીવ, રૂધિરમા થનારા જીવ, પૂરા અને ચુડેલના જીવ વિગેરે બેઇંદ્રિય જીવ જાણવા. १५

वृत्ति

शंख प्रसिद्ध ।

શખ એ પ્રસિદ્ધ છે.

कपर्दको वराट. ।

કપર્દક એટલે કોડીઓ.

गण्डोला उदरान्तर्बृहत्कृमयः ।

ગડોલા એટલે પેટની અંદર થનારા મોટા જીવ-કરમીયા.

जलौकस. प्रसिद्धा ।

જલો એ પ્રસિદ્ધ છે

चन्दनका समयज्ञापयाऽक्षत्वेन प्रतीता ।

ચ દનક એ સિદ્ધાતની ભાષાએ અક્ષ એવા નામથી પ્રખ્યાત છે (જેના નિર્જીવ શરીરને સાધુઓ સ્થાપનાચાર્યમા રાખે છે તે.) જે અરિયા કહેવાય છે

अलसा भूनागा ये वर्षाकाले वृष्टौ सत्या भुवि उत्पद्यते ।

અલસ એટલે પૃથ્વીના નાગ-અળશીયા. જે વર્ષાકાને મેઘની વૃષ્ટિ થાય છે, ત્યારે પૃથ્વી ઉપર ઉત્પન્ન થાય છે

लद्दका लालीयकजीवा ये कुथितपूयिकादौ लालारूपा समुत्पद्यन्ते ।

લદ્દકા—એટલે લાળીયા જે કોહી ગએલ રોટલી વિગેરે રાધેલા અન્નમા લાળ રૂપે ઉત્પન્ન થાય છે

केचित्तु लहुगा इति पठंति लघुगात्रीति तस्यार्थ अत्रापि पाठे त एव जीवा ज्ञेया ।

કેટલાએક ' लहुगा ' એવો પાઠ કહે છે, તેનો અર્થ લઘુ ગાત્રી એવો થાય છે, આ પણ પાઠમા તેજ જીવ જાણવા.

मेहरत्ति काष्ठकीटविशेषा ।

મેહર—એટલે એક જાતના લાકડાના જીવ

कृमय उदरान्तर्वर्तिजीवा द्वर्पा मूलगुदप्रदेशाकण्डूकरा स्त्रीयोन्यन्तर्गता वा गण्डूत्पन्ना वा अनेकधा ज्ञेया.

કૃમિ—એટલે પેટમા થનારા જીવ-કરમીયા અથવા ઉદરના જીવ જે ગુદાના મૂળ પ્રદેશમા ખુજલી કરે છે તે, અથવા

સ્રીની યોનિની અંદર રહેલા જીવ વા ગુમડામાં જીવ ઉત્પન્ન થાય તે અનેક જાતના જાણવા.

पूतरका जलान्तर्वर्तिनो रक्तवर्णा, कृष्णमुख जीवा. ।

પૂરા જલમા પડે છે તે, જે રાતા રંગના અને કાલામુખ વાલા જીવ થાય છે તે

मातृवाहिका गुर्जरदेशप्रसिद्ध, चूडेलीतिनाम्ना विख्याता ।

માતૃવાહિકા-એ જીવ ગુજરાતમા પ્રસિદ્ધછે અને તે ચૂડેલ એવા નામથી વિખ્યાત છે.

आदिशब्दात् शुक्त्यादयो वालकादयश्च द्वींद्रिय भेदा अनुक्ता अपि ग्राह्या ।

આદિ શબ્દથી છીપ વિગેરે તથા વાલા વિગેરે બે ઇંદ્રિય જીવના ભેદ જે કહેવામા આવ્યા નથી તે પણ ગ્રહણ કરવા.

वालका ये मनुष्यांगे करपादादिषु उत्पद्यंते ।

વાળાના જીવ કે જે માણસોના હાથ પગ વિગેરે અંગમાં ઉત્પન્ન થાય છે તે.

इहोऽनपत्रादिपदग्रहणाद्द्वींद्रिया जलजस्थलजभेदभिन्ना अनेकधा ग्राह्याः ।

અહિ અને ઠેકાણુ-આદિ શબ્દનુ ગ્રહણ કર્યું છે, તેથી જલમા થયેલા અને સ્થલમા થયેલા-એવા બે ઇંદ્રિય જીવોના અનેક ભેદ ગ્રહણ કરવા

एवे सर्वेऽपि द्वींद्रिया जीवा ज्ञेयाः ।

એ ઉપર કહેલા બધા પણ બે ઇંદ્રિય જીવ જાણવા.

एवा द्वेद्ववदनरूपमिन्द्रियद्वयमस्ते।

એ બેઇંદ્રિય જીવોને શરીર તથા મુખ રૂપ છે, એવો અર્થ થાય ૧૫

अथ गाथाद्वयेन कतिचित् त्रीन्द्रि

હવે બે ગાથા વડે તેઇંદ્રિય જીવોના કેટ કહે છે

गोमी मंकण जूआ, पिपीलि उद्दे मक्कोडा। इल्लिय घयमिल्लीओ, सावर जाईओ ॥ १६ ॥

गद्दहय चोरकीडा, गोमयकीडा य धन्न य। कुंथु गुवालिय, इलिया तेइंदिय वाई ॥ १७ ॥

કાનખજૂરા, માકડ, જૂ, કીડીયો, ઊધેઇ, મકોડા, ધીમેલ, સાવા, ગીગોડા, ગધેયા, વિષ્ટાના જીવ, ધનેડા, કુંથુ, ગોપાલિક, ખાડ તથા ચોખાના જીવ, ઇદ્રગોપ (ગોકળગાય) વિગેરે તેઇંદ્રિય જીવ જાણવા. ૧૬-૧૭

वृत्ति

गुल्मि कर्णश्रृगाली।

ગુલ્મિ એટલે કાનખજૂરા.

मत्कुणयूके प्रसिद्धे उपलक्षणाल्लिक्षाऽपि।

માકડ અને જૂ પ્રસિદ્ધ છે ઉપલક્ષણથી લિક્ષા (લી ખ) પણ લેવી.

पिपीलिका कीटिका ।

પિપીલિકા એટલે કીડિઓ.

उपदेहिका वाल्मीकजीवाः ।

ઉપદેહિકા એટલે રાફડાના જીવ—ઉધેઈ.

चः समुच्चये ।

च શબ્દ સમુચ્ચય ( અને ) ના અર્થમા છે.

मत्कोटका· प्रतीताः ।

મંકોડા એ પ્રસિદ્ધ છે.

इल्लिका धान्येपूत्पन्ना ।

ઇલ્લિકા—એટલે ઇયળ, તે દાણામા ઉત્પન્ન થાય છે.

घयमिल्लित्ति घृतेलिकाः प्राकृतत्वान्मकारागम· ।

ઘૃતેલિકા એટલે ઘીમેલ, પ્રાકૃત શબ્દ હોવાથી ' घयमिल्ल ' એ શબ્દમા મકારનો આગમ આવ્યો છે. ( म ઉમેરવામા આવ્યો છે. )

सावयत्ति लोकभाषाया मावा: नाम चर्मजूका ते च भाविकष्टसूचका मनुष्याणा शरीरावयवेषु प्रागेवोत्पद्यंते ।

સાવય — એટલે લોકભાષામા-સાના કહેવાય છે, તેઓ ચામડીની જુ કહેવાય છે જ્યારે માણસને ભવિષ્યમા કષ્ટ થવાનુ હોય છે, ત્યારે તેઓ શરીરના અવયવમા પ્રથમજ ઉત્પન્ન થાય છે, તેથી તેઓ ભવિષ્યના કષ્ટને સૂચવનારા છે.

गोकीटिका प्रसिद्धा एव जातिग्रहणेन सर्वतिरश्चां कर्णाद्यवयवेपूत्पन्नाश्चिञ्चिमादयो ग्राह्या ॥ १६॥

ગોકીટક—એ પ્રસિદ્ધજ છે, તેમા જાતિનુ ગ્રહણ કરેલુ છે,

તેથી સર્વ તિર્યંચ ( ગાય, ભેંસ, શ્વાન વિગેરે ) ના કાન વિગેરે અવયવમા ઉત્પન્ન થનારા ચિચિંડ વિગેરે જીવ લેના ( જેઓને લોકો ગીગોડા કહે છે ) ૧૬

गर्दभकाः लोकप्रसिद्धाः ।

ગર્દભક એ જીવ લોકોમા પ્રખ્યાત છે.

चोरकीटा. भूमौ अध संकिप्तमुखा विस्तीर्णा वृत्तच्छिद्रकारका. ।

ચોરકીટ—એટલે ભૂમિમા નીચે મુખને સંકોચ કરનાર, વિસ્તારવાળા ગોળાકાર છિદ્રને કરનારા એક જાતના જીવ

गोमयकीटा छगणोत्पन्ना ।

ગોમયના કીડા એટલે છાણમા ઉત્પન્ન થનારા જીવ.

धान्यकीटा घुणादय ।

ધાન્યના જીવ ધનેડા વિગેરે.

कुन्थुः प्रसिद्ध. ।

કથવાના જીવ પ્રસિદ્ધ છે

गोपालिका जीवविशेष. ।

ગોપાલિકા—એક જાતના જીવ છે. ( તે અપ્રસિદ્ધ છે )

ईलिका तद्जाति ।

ઇલિકા—એજ જાતના જીવ છે.

इन्द्रगोपा रक्तवर्णकीटा ये वर्षासु प्रथमवृष्टौ उत्पद्यते लोके ममोलात्वेन प्रसिद्धा ।

ઇન્દ્રગોપ—એ રાતાવર્ણના કીડા થાય છે, જે વર્ષાકાળમા પહેલાજ વર્ષાદમા ઉત્પન્ન થાય છે, મમોળા-મામણમુંડા એવા નામથી તે લોકમા પ્રસિદ્ધ છે.

आदिशब्दादन्येऽपि ग्राह्या. ।

આદિ શબ્દથી તે સિવાય બીજા પણ જીવ ગ્રહણ કરવા

एते सर्वेऽपि त्रींद्रिया जीवा ज्ञेया· ।

એ સર્વે પણ જીવ તેન્દ્રિય જાણવા.

एषा देहमुखनासिका. स्युरित्यर्थ. ॥ १७ ॥

અર્થાત્—એ જીવોને શરીર, મુખ અને નાસિકા એ ત્રણ ઇંદ્રિયો હોય છે. ૧૭

अथ कियतश्चतुरिंद्रियजेदानाह—

હવે કેટલાએક ચૌંઇદ્રિજીવોના ભેદ કહે છે—

चउरिंदिया य विच्छू ढिंकुण भमरा य भमरिया तिड्डा । मच्छिय डंसा मसगा कंसारी कविल डोलाइ ॥ १८ ॥

વાંછી, બગાઈ, ભમરા, ભમરી, તીડ, માંખી—મધમાખ ડાંસ, મચ્છર, કંસારી, અને ખડમાકડી વિગેરે ચોઇદ્રી જીવ જાણવા. ૧૮

वृत्ति ।

च पुनर्वक्ष्यमाणा जीवाश्चतुरिंद्रिया उच्यंते ।

एषा देहमुखघाणचक्षूंषि स्युरित्यर्थ· ।

હવે જે કહેવામા આવશે, તે ચાર ઇંદ્રિયવાલા જીવ કહેવાય છે—

એ જીવોને શરીર, મુખ, નાક અને આંખો-એ ચાર ઇંદ્રિયો હોય છે

तान् दर्शयति ।

તે ચોઇંદ્રિય જીવો દર્શાવે છે.

वृश्चिक प्रसिद्ध ।

વીછી એ જીવ પ્રસિદ્ધ છે.

ढिकुणा जीवविशेषा ।

ઢિકણ—એક જાતના જીવ છે. (જેને લોકો બગાઇ કહે છે)

भ्रमरा कृष्णवर्णा, ।

ભમરા એ કાળારંગના જીવ (જેને લોકો ભમરા કહે છે)

भ्रमरिका, पीतादिविविधवर्णा, विविधाकारवत्यश्च ।

ભમરીઓ એ પીલા વિગેરે જાત જાતના રંગની અને જાત જાતની આકૃતિવાલી થાય છે.

तिड्डा प्रसिद्धा ।

તીડ એ પ્રસિદ્ધ છે

मक्षिका अपि प्रतीता एव उपलक्षणान्मधुमक्षिकादयोऽपि ग्राह्याः ।

માખીઓ એ પણ પ્રસિદ્ધજ છે ઉપલક્ષણથી મધમાખ વિગેરેનું પણ ગ્રહણ કરવું.

दंशा सिंधुदेशप्रसिद्धा वर्षोद्भवा ।

ડંશ—ડાસ એ સિંધ દેશમા પ્રસિદ્ધ છે તેઓ ચોમાસામા ઉત્પન્ન થાય છે

मशकास्तु दंशकाकारवत सर्वर्त्तुजाविनश्च

મશક—મચ્છર એ ડાસના જેવી આકૃતિવાલા હોય છે અને તે બધી ૠતુઓમા ઉત્પન્ન થાય છે.

कसारिका प्रसिद्धा ।

કેસાગી એ પ્રસિદ્ધ છે.

कपिलडोलका जीवविशेषः खम्मांकमीति प्रसिद्धः ।

કપિલડોલક એક જાતનો જીવ છે જે—ખડમાંકડીના નામે પ્રસિદ્ધ છે.

आदिशब्दात्पतंगढिंढणादयो ग्राह्या· ।

આદિ શબ્દથી પતગીઆ અને ઢિંઢણ વિગેરે જીવનુ ગ્રહણ કરવુ.

एवमन्येऽपि अनेके चतुरिन्द्रिया जीवा ज्ञेया ॥१८॥

એવી રીતે બીજા પણ અનેક ચોઇંદ્રિજીવો જાણવા. ૧૮

अथ पचेन्द्रियभेदानाह—

હવે પચેદ્રિય જીવના ભેદ કહે છે—

पंचिंदिया य चउहा नारय तिरिया मणुस्स देवा य। नेरइया सत्तविहा नायव्वा पुढविभेएणं ॥ १९ ॥

નારકી, તિર્યંચ, મનુષ્ય અને દેવતા-એમ ચાર પ્રકારના પચેદ્રિય જીવ છે. તેઓમા પ્રથમ નારકીના જીવ તે રત્નપ્રભા વિગેરે પૃથ્વીના ભેદ વડે કરીને સાત પ્રકારના જાણવા. ૧૯

वृत्तिः ।

पंच स्पर्शनरसनघ्राणचक्षुश्रोत्रनामकानि इन्द्रियाणि येषां ते पंचेन्द्रिया जीवा· ।

સ્પર્શ, રસના, નાસિકા, નેત્ર અને શ્રોત્ર-કાન એ પાચ ઇંદ્રિયો જેમને હોય તે પચેંદ્રિય જીવ કહેવાય છે.

ते चतुर्धा ।

તે પચેંદ્રિય જીવ ચાર પ્રકારના છે.

नारका १ तिर्यंचो २ मनुष्या ३ देवा ४ श्च ।

૧ નારકી, ૨ તિર્યંચ, ૩ મનુષ્ય અને ૪ દેવતા.

तत्र नैरयिका रत्नप्रज्ञादिपृथ्वीजेदेन सप्तविधा ज्ञातव्या ।

તેમા નારકીના જીવ રત્નપ્રભા વિગેરે પૃથ્વીના ભેદ પ્રમાણે સાત પ્રકારના જાણવા

पृथ्वीना नामानि यथा ।

તે રત્નપ્રભા વિગેરે સાત પૃથ્વીના નામ નીચે પ્રમાણે છે.

रत्नप्रज्ञा १ शर्कराप्रज्ञा २ वालुकाप्रज्ञा ३ पकप्रज्ञा ४ धूमप्रज्ञा ५ तमःप्रज्ञा ६ तमस्तमःप्रज्ञा ७ चेति ।

૧ રત્નપ્રભા, ૨ શર્કરાપ્રભા, ૩ વાલુકાપ્રભા, ૪ પકપ્રભા, ૫ ધૂમપ્રભા ૬ તમ પ્રભા અને ૭ તમસ્તમ પ્રભા

एतत्स्थानसप्तकोत्पन्नत्वान्नारका अपि सप्तधोच्यते ॥ १ए ॥

એ સાત સ્થાનોમા ઉત્પન્ન થવાથી નારકીના જીવ પણ સાત પ્રકારે કહેવાય છે ૧૯

पचेंद्रियेषु नारकजेदानुक्त्वा अथ गाथाचतुष्टयेन पचेंद्रियतिरश्चा मनुष्याणा च जेदानाह——

પચેંદ્રિય જીવોમાં નારકીના ભેદ કહીને હવે ચાર ગાથા વડે પંચેંદ્રિય તિર્યંચ અને મનુષ્યોના ભેદ કહે છે

जलयर थलयर खयरा तिविहा पंचेंदिया तिरिक्खा य। सुसुमार मच्छ कच्छव मगराइ जलचारी ॥ २० ॥

चउपय चउपरिसप्पा भुयपरिसप्पा य थलयरा तिविहा। गो सप्प नउल पमुहा बोधव्वा ते समासेणं ॥ २१ ॥

खयरा रोमयपक्खी चम्मयपक्खी य पायडा चेव। नरलोगाओ बाहिं समुग्गपक्खी वियपक्खी ॥ २२ ॥

જલચર, સ્થલચર અને ખેચર-એમ પંચેંદ્રિય તિર્યંચ ત્રણ પ્રકારના છે. સુસુમાર જાતના મચ્છ, માછલા, કાચબા, જૂડ અને મઘર એ પાંચ પ્રકાર જલચર જીવ્ છે. ચાર પગવાળા (પશુ વિગેરે) ઊરપરિસર્પ (સર્પ વિગેરે) અને ભુજ પરિસર્પ (નોળીઆ વિગેરે)-એ ત્રણ પ્રકારના સ્થલચર જીવ છે. રૂવાંડાવાલા પક્ષીઓ, (હંસ પોપટ વિગેરે) ચર્મજ પક્ષીઓ (ચામચીડીઆ વિગેરે) પ્રગટ અર્થવાલા તથા મનુષ્ય લોકની બાહેરના સમુદ્ગ પક્ષીઓ (જેની બે પાખો સંકોચ પામે છે તે) તેમજ વિતત પક્ષીઓ (જેમની પાખો વિસ્તારેલી હોય છે તે) એ સર્વ ખેચર પ્રાણી જાણવા. ૨૦-૨૧-૨૨

वृत्ति ।

चपुन. पचेंद्रिया तिर्यचस्त्रिविधा जलचरा १ स्थलचरा २ खचरा ३ ।

પંચેંદ્રિય તિર્યંચ જીવ ત્રણ પ્રકારના છે. ૧ જલચર, ૨ સ્થલચર અને ૩ ખેચર

तत्र तावज्जलचारिण पचधा ।

તેમા પ્રથમ જલચારી (જલમા ફરનારા) જીવ પાંચ પ્રકારના છે

शिशुमारा महिषसदृशा १

શિશુમાર એ પાડાના જેવા મત્સ્ય હોય છે.

मत्स्या २ कच्छपा ३ श्च प्रसिद्धा एव तत्रमत्स्या वलयाकारवर्जयित्वा विविधाकारवतो भवंति

મત્સ્ય (માછલા) અને કાચબા તો પ્રસિદ્ધજ છે. તેમા માછલા વલયના જેવા આકાર શિવાય વિવિધ જાતની આકૃતિવાલા હોય છે

ग्राहास्तंतुकतया प्रसिद्धा । ४ ।

ગ્રાહ એ તંતુના આકારે પ્રસિદ્ધ છે. (લોકો તેને ઝૂડ તરીકે ઓળખે છે)

मकरा महामत्स्या ५ ।

મકર—એ મોટા મગર કહેવાય છે તે.

एते जलचरा उक्ता जलेचरतीति व्युत्पत्ते जलविना विपद्यते इत्यर्थ ॥ २० ॥

એ જલચર જીવ કહ્યા જલમા ચરે-ફરે તે જલચર એવી તેની વ્યુત્પત્તિ થાયછે, અર્થાત્ જલ વિના તેઓ મરી જાય છે, ૨૦

तथा स्थलचरास्त्रिविधाः चतुष्पदाः १ उरःप-
रिसर्पाः २ भुजपरिसर्पाश्च ३ ।

સ્થલચર ( ભૂમિ ઉપર ફરનારા ) જીવ ત્રણ પ્રકારના છે
૧ ચોપગા, ૨ ઊર પરિસર્પ અને ૩ ભુજપરિસર્પ.

ते समासेन संक्षेपेण गोसर्पनकुलप्रमुखा बो-
द्धव्या. ज्ञातव्याः ।

તે સંક્ષેપવડે ગાય પ્રમુખ, સર્પ પ્રમુખ અને નોળીઆ
પ્રમુખ જાણવા.

अयंभावः ।

તેનો ભાવાર્થ આ પ્રમાણે છે—

चत्वार. पादा येषां ते चतुष्पदाः गोमहिषादयः । १

ચાર પગ જેમને હોય તે ચતુષ્પદ-ચોપગા કહેવાય છે તે
ગાય, ભેંસ વિગેરે જાણવા.

उरसा परिसर्पंति गच्छंति ये ते उरःपरिसर्पाः
कृष्णसर्पादय. । २

પેટથી ચાલે તે ઉર પરિસર્પ કહેવાય, તે કાલા નાગ વિગેરે.

भुजाभ्यां परिसर्पंति ये ते भुजपरिसर्पा. नकु-
लगृहगोधादयः ३

ભુજથી ચાલે તે ભુજપરિસર્પ કહેવાય. તે નોળીયા,
ઘરોળી વિગેરે.

एते स्थलचरा ज्ञेयाः ॥२१॥

એ સ્થલચર જીવ જાણવા. ૨૧

तथा खे आकाशे चरंतीति खचराः पक्षिण. १

આકાશમા ફરે તે ખચર કહેવાય, તે પક્ષીઓ જાણવા

ते द्विधा रोमजपक्षिण १ चर्मजपक्षिणश्च २

તે પક્ષીઓ બે પ્રકારના છે ૧ રોમજ પક્ષીઓ અને ૨ ચર્મજ પક્ષીઓ

तत्र रोमन्निर्जाता ये पक्षा ते सत्येपामिति रोमजपक्षिण. शुकहंससारसादय. ।

તેમા રૂંવાડાથી થયેલી પાખો જેમને હોય તે રોમજ પક્ષીઓ કહેવાય. તે પોપટ, હંસ અને સરસડા વિગેરે પક્ષીઓ.

चर्मणो जाता पक्षा सत्येपामिति चर्मजपक्षिण वाल्गुलीचर्मचटिकादय ते व्रजयेऽपि प्रकटा एव ।

ચર્મ-ચામડાથી થયેલી પાખો જેમને હોય તે ચર્મજ પક્ષીઓ કહેવાય છે, તે વડવાગુલ ( વડવાદરી ) તથા ચામ ચીડિયા વિગેરે તે બને પ્રગટપણે પ્રસિદ્ધ છે

च पूरणे ।

મૂલમા च શબ્દ પૂર્તિને માટે છે.

तथा जवूद्वीपो धातकीखण्ड पुष्करवरद्वीपार्द्ध चेति सार्द्ध द्वीपद्वय लवण कालोदश्चेति द्वौ समुद्रौ एतत्समुदित स्वर्णमयमानुषोत्तरगिरिपरिवेष्टित पञ्चत्वारिंशल्लक्षयोजनप्रमाण क्षेत्रं नरलोक उच्यते ।

જબૂદ્વીપ, ધાતકી ખડ અને પુષ્કરવર દ્વીપ અડધો-એ અઢી દ્વીપ, તથા લવણ સમુદ્ર અને કાલોદ-બે સમુદ્ર-એ સમસ્ત સુવર્ણમય એવા માનુષોત્તર પર્વતથી વીટાએલુ પીસ્તાલીશ લાખ યોજન પ્રમાણવાલુ ક્ષેત્ર તે નરલોક કહેવાય છે.

अत्रैव मनुष्याणा जन्ममरणसंभवात् ।

કારણ કે, તેમાજ મનુષ્યોના જન્મ તથા મરણ થવાનો સભવ છે.

तस्मान्नरलोकान्मनुष्यक्षेत्राद्बहिः समुद्गपक्षिणो विततपक्षिणश्चेति द्विविधा पक्षिणो भवति ।

તે નરલોક—મનુષ્યક્ષેત્રની બાહેર સમુદ્ગપક્ષીઓ અને વિતતપક્ષીઓ હોય છે.

तत्र समुद्गवत् संपुटीभूता मिलिता. पक्षाः संत्येषामिति आद्या १

તેમા સમુદ્ગ—દાબડાની જેમ સપુટ રૂપ મળેલી પાખો જેમને હોય છે તે પહેલા સમુદ્ગપક્ષીઓ કહેવાય છે

वितता विस्तीर्णा एव पक्षा सत्येषामिति द्वितीया. ॥२॥

વિતત એટલે વિસ્તાર કરી શકાય તેવી પાખો જેમને હોય તે બીજા વિતત પક્ષીઓ કહેવાય છે

एते सर्वे खचरा ज्ञेया ।

એ બધા ખચર તિર્યંચ જીવ જાણવા.

उक्ता. त्रिविधास्तिर्यंच. ॥२२॥

એવી રીતે ત્રણ પ્રકારના તિર્યંચના જીવ કહ્યા. ૨૨

अथ गाथार्द्धेनतेषां प्रत्येक द्वैविध्यमन्यप्रकारेणाह ।

હવે અર્ધીગાથાથી તે ત્રણ પ્રકારના જીવોના પ્રત્યેકના બે બે ભેદ જુદી રીત કહે છે—

सव्वे जल थल खयरा संमुच्छिमा गब्भया दुहा हुंति ।

સર્વે જલચર, સ્થલચર અને ખેચરના જીવો સંમૂર્છિમ અને ગર્ભજ એમ બે પ્રકારે થાયછે.

## वृत्ति

सर्वे जलचरा स्थलचरा खचरास्तिर्यंच संमूर्छिमा गर्भजाश्चेति द्विधा भवति।

બધા જલચર, સ્થલચર અને ખચર તિર્યંચ જીવો સમૂર્છિમ અને ગર્ભજ એમ બે પ્રકારના થાય છે

तत्र मातृपितृनिरपेक्षोत्पत्तय सम्मूर्छिमा ।

તેઓમા માતાપિતાની અપેક્ષા વગર જેમની ઉત્પત્તિ થાય તે સમૂર્છિમ જીવ કહેવાય છે

गर्भाज्जाता गर्भजा इति ।

ગર્ભથી થાય તે ગર્ભજ કહેવાય છે

एकद्वित्रिचतुरिन्द्रियास्तिर्यंच. संमूर्छिमा एव स्यु पचेंद्रिया द्विधापीति विवेक ।

એકેંદ્રિય, દ્વીંદ્રિય, ત્રીંદ્રિય અને ચોઇંદ્રિય તિર્યંચ જીવો સમૂર્છિમજ હોય છે અને પચેંદ્રિય જીવો સમૂર્છિમ અને ગર્ભજ એમ બે પણ હોય છે-એ તેનો વિવેક સમજવો.

उक्तास्तिरश्चा भेदा ।

એવી રીતે તિર્યંચના ભેદ કહ્યા.

अथ गाथार्द्धेन मनुष्यभेदानाह—

હવે અર્ધી ( ઉત્તરાર્દ્ધ ) ગાથાથી મનુષ્ય જીવના ભેદ કહે છે

कम्माकम्मग भूमि अतरदीवा मणुस्साय॥२३॥

१ कर्मभूमिमा उत्पन्न थयेला, २ अकर्मभूमिमा उत्पन्न थयेला अने ३ अंतर द्वीपमा उत्पन्न थयेला—एम त्रण प्रकारना मनुष्य होय छे. ॥ २३ ॥

## वृत्ति.

कर्मभूमिजाः १ अकर्मभूमिजाः २ अंतर्द्वीपवासिनश्चेति त्रिविधा मनुष्या भवंति ।

कर्मभूमिमा उत्पन्न थनारा, २ अकर्म भूमिमा उत्पन्न थनारा अंतर्द्वीपमां रहेनारा—एम त्रण प्रकारना मनुष्यो थाय छे

तत्र कृषिवाणिज्यादिकर्मप्रधानभूमयः कर्मभूमय. ।

तेमा खेति, वेपार विगेरे कर्म जेमां प्रधान छे, एवी भूमि ते कर्मभूमि कहेवाय छे.

ताश्च सार्द्धद्वीपद्वये पंच भरतानि पंचैरावतानि पंच महाविदेहाश्चेति पंचदश भवति ।

ते कर्मभूमिओ अढी द्वीपमा पाच भरत, पाच ऐरावत अने पाच महाविदेह—एम पनर थाय छे.

तासु जाताः कर्मभूमिजा मनुष्या उच्यते ।

ते पनर प्रकारनी कर्मभूमिओमा थयेला मनुष्यो ते कर्म भूमिमा थएला मनुष्यो कहेवाय छे.

प्रागुक्तं कर्म यत्र नास्ति ता अकर्मभूमय. त्रिंशत्।

प्रथम कहेल खेती वेपार विगेरे कर्म जेमा नथी ते अकर्मभुमि कहेवाय छे, ते त्रीश छे.

तथाहि ।

ते कहे छे.

हैमवत १ ऐरवत २ हरिवर्ष ३ रम्यक ४ देवकुरु ५ उत्तरकुरु ६ संज्ञा षड्भूमयः पञ्चभिर्मेरुभिर्गुणितास्त्रिंशद् भवति ।

१ હૈમવત, ૨ ઐરવત, ૩ હરિવર્ષ, ૪ રમ્યક, ૫ દેવકુરૂ અને ૬ ઉત્તરકુરૂ-એના નામની ૭ ભૂમિઓ છે, તેઓને પાચ મેરૂની સાથે ગુણીએ એટલે તે ત્રીસ અકર્મભૂમિ થાય છે. કારણકે અઢી દ્વીપમા પાચ મેરૂ છે અને જ્યાં મેરૂ પર્વત છે ત્યા દરેક ઠેકાણે એ નામની ૭ અકર્મભૂમીઓ છે.

तासु जाता अकर्मभूमिजा उच्यंते ।

તે અકર્મભૂમિમા થયેલા મનુષ્યો અકર્મભૂમિના મનુષ્યો કહેવાય છે

ते च युगलधार्मिका एव ज्ञेयाः ।

તે મનુષ્યો જુગલીયાજ જાણવા.

अथांतरद्वीपाः षट्पंचाशत् ।

હવે અતરદ્વીપ છપ્પન છે.

तद्द्वीपवासिनो युगलिनो मनुष्याः पल्योपमासंख्येयभागवर्षायुषोऽष्टशतधनुरुच्छ्रिताश्च संति ।

તે અતરદ્વીપમા રહેનારા મનુષ્યો જુગલીઆં હોય છે તેઓ પલ્યોપમના અસખ્યાતા ભાગના વર્ષની આયુષ્યવાળા અને આઠસો ધનુષ્ય ઊંચા હોય છે

एते सर्वे त्रिविधा अपि मनुष्या गर्भजा संमूर्छिमाश्चेति द्विधा बोध्या ॥२३॥

એ બધા ત્રણે પ્રકારના મનુષ્યો ગર્ભજ અને સમૂર્છિમ-એમ બે પ્રકારે જાણવા. ૨૩

अथ चतुर्विधदेवभेदानाह

હવે ચાર પ્રકારના દેવતાના ભેદ કહે છે

दसहा भवणाहिवई अट्ठविहा वाणमंतरा हुंति । जोइसिया पचविहा दुविहा वेमाणिया देवा ॥ २४ ॥

૧ ભવનપતિ, ૨ વ્યંતર, ૩ જ્યોતિષ્ક અને ૪ વૈમાનિક-એ ચાર પ્રકારના દેવ છે તેમા ભવનપતિ દેવતા દશ પ્રકારના છે, વ્યંતર દેવતા આઠ પ્રકારના છે, જ્યોતિષીદેવતા પાચ પ્રકારના છે અને વૈમાનિક દેવતા બે પ્રકારના છે. ૨૪

वृत्ति-

देवा हि भवनपति १ व्यंतर २ ज्योतिष्क ३ वैमानिक ४ भेदाच्चतुर्धा ।

૧ ભવનપતિ, ૨ વ્યતર, ૩ જ્યોતિષી અને ૪ વૈમાનિક એમ ચાર પ્રકારના દેવ છે.

तत्र भवनाधिपतयो दशधा ।

તેમા પેલા ભવનપતિ દેવ દશ પ્રકારના છે.

असुर १ नाग २ सुवर्णा. ३ विद्युत ४ अग्नि ५ द्वीपो ६ दधि ७ दिग् ८ वायु ९ स्तनिता. १० कुमाराता ज्ञेया ।

૧ અસુર, ૨ નાગ, ૩ સુપર્ણ, ૪ વિદ્યુત કુમાર, ૫ અગ્નિ, કુમાર, ૬ દ્વીપક કુમાર, ૭ ઉદધિ કુમાર, ૮ વાયુકુમાર, અને ૧૦ સ્તનિત કુમાર,—એમ દશ પ્રકારના જાણવા.

तथा वानमंतरा व्यंतरा अष्टविधा अष्टप्रकारा भवति ।

વાનમંતર એટલે વ્યંતર દેવતા, તેઓ આઠ પ્રકારના છે.

ते चामी ।

તે આ નીચે પ્રમાણે.

पिशाचा. १ भूता. २ यक्षा. ३ राक्षसाः ४ किंनराः ५ किंपुरुषा ६ महोरगा ७ गांधर्वा ८ इति अष्टौ ।

૧ પિશાચ, ૨ ભૂત, ૩ યક્ષ, ૪ રાક્ષસ, ૫ કિંનર, ૬ કિંપુરૂષ, ૭ મહોરગ, અને ૮ ગાંધર્વ—એ આઠ પ્રકારના વ્યંતર દેવતાઓ છે

पुनरन्येऽपि अणपन्नीप्रभृतयो व्यंतरभेदा ज्ञेया. ८

તે શિવાય બીજા પણ અણપંનિ વિગેરે વ્યંતરના ભેદ છે.

तथा ज्योतिष्काः पंचविधा.

જ્યોતિષી દેવતાઓ પાંચ પ્રકારના છે.

चंद्रसूर्यग्रहनक्षत्रतारारूपा. ।

૧ ચંદ્ર, ૨ સૂર્ય, ૩ ગ્રહ, ૪ નક્ષત્ર અને ૫ તારા.

ते पुनर्द्विधा ।

તે પાંચ પ્રકારના જ્યોતિષી બે પ્રકારના છે.

मनुष्यक्षेत्रे चरा १ तद्बहि स्थिरा इति ।

મનુષ્ય ક્ષેત્રમાં જે છે તે ચર જ્યોતિષી અને તેની બાહેરના ક્ષેત્રમાં રહ્યા છે, તે સ્થિર જ્યોતિષી.

तथा वैमानिका देवा द्विविधा ।

વૈમાનિક દેવતા બે પ્રકારના છે

ते च लवणसमुद्रे हिमवद्गिरेः शिखरिगिरेश्च उन्नयप्रातात्र्यांनिर्गतयोर्द्वयोर्द्वयोर्दंष्ट्रयोरुपरि सप्तसप्त विद्यंते ।

લવણ સમુદ્રની માધ્યે હિમવતગિરિના અને શિખરી પર્વતના બને પ્રાતમાથી નીકલેલી બને બને દાઢાઓ એટલે એકદર આઠ દાઢાઓની ઉપર તે સાત સાત અતરદ્વીપ રહેલા છે-( એટલે છપ્પન અતરદ્વીપ થાય છે ).

कल्पोपपन्नाः कल्पातीताश्च ।

૧ કલ્પોપપન્ન અને ૨ કલ્પાતીત.

तत्र सौधर्मेशानसनत्कुमारमाहेंद्रब्रह्मलातकशुक्र सहस्रानतप्राणतारणाच्युतद्वादशकल्पवासिनो देवा· कल्पोपपन्ना उच्यते ।

તેમા ૧ સૌધર્મ ૨ ઇશાન, ૩ સનત્કુમાર, ૪ માહેદ્ર, ૫ બ્રહ્મ, ૬ લાતક, ૭ શુક્ર, ૮ સહસ્ર, ૯ આનત, ૧૦ પ્રાણત, ૧૧ આરણ અને ૧૨ અચ્યુત—એ બાર કલ્પમા રહેનારા દેવતાઓ કલ્પોપપન્ન કહેવાયછે.

इंद्रसामानिकादिव्यवस्थावत इत्यर्थ. ।

ઇંદ્ર, સામાનિક વિગેરેની વ્યવસ્થાવાલા છે.

तथा सुदर्शन १ सुप्रबुद्ध २ मनोरम ३ सर्वतोभद्र ४ विशाल ५ सुमन ६ सौमनस ७ प्रियंकर ८ नंदिकर ९ नामनवग्रैवेयक विमानवासिन विजय १ वैजयत २ जयंत ३ अपराजित ४ सर्वार्थसिद्ध ५ नामपंचानुत्तरविमानवासिनश्च देवा. कल्पातीता उच्यंते ।

तथा वानमंतरा व्यंतरा अष्टविधा अष्टप्रकाराः संति।

વાનમંતર એટલે વ્યંતર દેવતા, તેઓ આઠ પ્રકારના છે.

ते चामी।

તે આ નીચે પ્રમાણે.

पिशाचा १ भूताः २ यक्षा ३ राक्षसा ४ किंनर ५ किंपुरुषा ६ महोरगा ७ गांधर्वा ८ इति अष्टौ।

૧ પિશાચ, ૨ ભૂત, ૩ યક્ષ, ૪ રાક્ષસ, ૫ કિંનર, ૬ કિંપુરૂષ ૭ મહોરગ, અને ૮ ગાંધર્વ—એ આઠ પ્રકારના વ્યંતર દેવતાઓ છે

पुनरन्येऽपि अणपन्नीप्रभृतयो व्यंतरभेदा ज्ञेया।

તે સિવાય બીજા પણ અણપન્નિ વિગેરે વ્યંતરના ભેદ છે.

तथा ज्योतिष्का पंचविधा.

જ્યોતિષી દેવતાઓ પાંચ પ્રકારના છે.

चन्द्रसूर्यग्रहनक्षत्रताराराूपा।

૧ ચન્દ્ર, ૨ સૂર્ય, ૩ ગ્રહ, ૪ નક્ષત્ર અને ૫ તારા.

ते पुनर्द्विधा।

તે પાંચ પ્રકારના જ્યોતિષી બે પ્રકારના છે

मनुष्यक्षेत्रे चरा १ तद्बहि स्थिरा. इति।

મનુષ્ય ક્ષેત્રમાં જે છે તે ચર જ્યોતિષી અને તેની બાહેરના ક્ષેત્રમાં રહ્યા છે, તે સ્થિર જ્યોતિષી.

तथा वैमानिका देवा द्विविधाः।

વૈમાનિક દેવતા બે પ્રકારના છે

तीर्थकरातीर्थकरादिसिद्धभेदेन पंचदशभेदा ज्ञेयाः ।

તે તીથકર તથા અતીથકર વિગેરે સિદ્ધના ભેદ ૧૫ ક રીતે પંનર પ્રકારના જાણવા.

अत्र सूत्रे प्राकृतत्वात्करपदलोपः ।

અહિં સૂત્રમાં તીથકરને તીત્ત એવુજ ગાયેલુ છે, તે પ્રાકૃત ભાષાના નિયમથી "કર" એ પદનો લોપ થયો છે

तत्र तीर्थकराः सन्तो ये सिद्धास्ते तीर्थकरसिद्धाः १

તેમા તીર્થકર એવા થકા જે સિદ્ધ થાય તે તીર્થકર સિદ્ધ કહેવાય છે

अतीर्थकराः सामान्यकेवलिनः सन्तो ये सिद्धास्तेऽतीर्थकरसिद्धाः २

અતીર્થંકર એટલે સામાન્ય કેવલી એવા થકા જે સિદ્ધ થાય તે અતીર્થંકર સિદ્ધ કહેવાય છે

आदिपदात्तीर्थसिद्धा अतीर्थसिद्धादि पंचदश भेदाः नवतत्त्वादिभ्यो ज्ञातव्याः ।

આદિપદથી તીથસિદ્ધ, અનાથસિદ્ધ વિગેરે ૧૫ર ભેદ નવતત્વ વિગેરેમાથી જાણી લેવા.

इत्य संक्षेपेण एते जीवाना विकल्पाः भेदाः समाख्याताः कथिताः ॥२५॥

એની રીતે સક્ષેપમાં જીવોના એ ભેદ કહેવામાં આવ્યા ૨૫

अथ यद्वक्तव्यं तत्स्वयमेव सूत्रकृदाह ।

હવે જે આગળ કહેવા યોગ્ય છે તે સુત્રકાર પોતેજ કહેછે

एएसिं जीवाणं, सरीरमाऊ ठिई सकायंमि ।
पाणा जोणिपमाणं, जेसिं जं अत्थि त भणिमो
॥ २६ ॥

એ ઉપર કહેલા એકેંદ્રિયાદિ જીવોના શરીરનું, આયુષ્યનું, સ્વકાય સ્થિતિનું, પ્રાણનું અને યોનિનું પ્રમાણ જેટલું જેનું હોય, તે અમે કહીએ છીએ ૨૬.

वृत्ति.

एतेषा पूर्वोक्तैकेंद्रियादीना जीवाना शरीरमिति प्रमाणशब्दस्य सर्वत्राभिसंबंधात् शरीरप्रमाणं १

१ પૂર્વે કહેલ એકેંદ્રિય વિગેરે જીવોના શરીરનું પ્રમાણ અહિં પ્રમાણ શબ્દનો સર્વ ઠેકાણે સંબંધ છે

आकृत्ति जघन्योत्कृष्टायु प्रमाणं । २

૨ આયુષ્યનુ એટલે જઘન્ય તથા ઉત્કૃષ્ટ આયુષ્યનુ પ્રમાણ

तथा एकेंद्रियादेर्मृत्वापुनर्या तत्रैवोत्पत्ति सा स्वकाये स्थिति तत्प्रमाणं । ३

૩ સ્વકાયસ્થિતિ એટલે એકેંદ્રિય વિગેરે મૃત્યુપામીને ફરી ત્યાંજ ઉત્પન્ન થાય એની જે સ્વકાયસ્થિતિ, તેનુ પ્રમાણ

तथा प्राणा दश तत्प्रमाणं । ४

૪ એકેંદ્રિયાદિ દશ પ્રાણ છે, તેનુ પ્રમાણ.

योनिश्चतुरशीतिलक्षास्तत्प्रमाणं । ५

૫ યોનિ જે ચોરાશી લાખ છે, તેનુ પ્રમાણ.

येषा जीवाना यदस्ति तद्रूप भणिमोत्ति भणिष्याम इत्यर्थ ॥ २६ ॥

તે જે જીવોને જેટલું છે, તે અમે કહીશું. ૨૬

अथैषा शरीरप्रमाणं तावदाह ।

હવે પ્રથમ એ જીવોના શરીરનુ પ્રમાણ કહે છે

अंगुल असंखभागो, सरीर मेंगिंदियाण सव्वेसि।
जोयण सहस्स महियं, न वरं पत्तेय रुख्खाणं
॥ २७ ॥

સર્વે સૂક્ષ્મ તથા બાદર પૃથ્વીકાય પ્રમુખ એકેંદ્રિય જીવોના શરીરનુ પ્રમાણ અગુલના અસખ્યાતમા ભાગ જેટલુ હોય છે, પણ તેમા એટલુ વિશેષ છે કે, પ્રત્યેક વનસ્પતિકાયના શરીરનુ પ્રમાણ એક હજાર યોજનથી કાંઈક અધિક હોયછે. ૨૭

वृत्ति.

सर्वेषां सूक्ष्मबादरपृथिव्यादिन्नेदन्निन्नानामेकेंद्रियाणां शरीरं अंगुलस्यासंख्येयन्नागप्रमाणं स्यात् ।

સૂક્ષ્મ તથા બાદર એવા પૃથ્વીકાય વિગેરે સર્વ એકેંદ્રિય જીવોના શરીરનુ પ્રમાણ અગુલના અસખ્યાતા ભાગનું હોય છે.

नवरंत्ति अयं विशेष. प्रत्येक वृक्षाणा प्रत्येकवनस्पतीना शरीरं योजनसहस्रमधिकं किंचिदधिक सहस्रयोजनप्रमाणमित्यर्थ. ।

તેમાં એટલુ વિશેષ છે કે, પ્રત્યેક વનસ્પતિકાય જીવોના શરીરનુ પ્રમાણ અધિક એવા એક હજાર યોજનનુ છે, અર્થાત્ એક હજાર યોજનથી કાંઈક અધિક છે

एतच्च समुद्रादिषु उत्सेधांगुलेन योजनसहस्रा-

वगाहजले पद्मनालादीना वहिर्द्वीपेषु लतादीना च वोध्यम् ।

સમુદ્ર વિગેરેમા ઉત્સેધ અગુલ પ્રમાણ હજાર યોજનના ઊંડા પાણીમા કમળનુ નાળ હોય છે તથા આ અઢીદ્વીપની બાહેર એવી લતાઓ હોય છે, તે પ્રમાણે તેનુ જાણવુ

किंचिदत्र यद्यपि सामान्यत सर्वेषा पृथ्व्यादीनां शरीरमंगुलासंख्यभागमुक्तं तथापि सग्रहिण्यादिभ्यो विशेषतया ज्ञातव्यम् ।

અહિં જો કે સામાન્ય રીતે પૃથ્વીકાય વિગેરે સર્વ જીવોના શરીરનુ પ્રમાણ અગુલના અસખ્યાતમા ભાગનુ માન કહ્યુ છે, તથાપિ સગ્રહણી વિગેરે ગ્રથમાથી વિશેષપણે જાણી લેવુ

अगुलासंख्यभागस्यासंख्यभेदत्वात् ॥ २७ ॥

કારણ કે, અગુલના અસખ્યાતાભાગના અસખ્ય ભેદ છે ૨૭

एवमेकेंद्रियाणा देहप्रमाणमुक्त्वा द्वीन्द्रियादीना तदाह ।

એવી રીતે એકેંદ્રિય જીવોના શરીરનુ પ્રમાણ કહીને હવે બે ઇંદ્રિય જીવોના શરીરનુ પ્રમાણ કહે છે

वारस जोयण तिन्नि, व गाउआ जोयण च अणुक्कमसो । वेइंदिय ते इंदिय, चउरिंदिय, देह मुच्चत्तं ॥ २८ ॥

અઢી દ્વીપની બાહેરના બેઇંદ્રિય જીવોના શરીરની ઉચાઈ બાર યોજનની હોય છે તેઇંદ્રિય જીવોના શરીરની ઉચાઈ ત્રણ ગાઉની હોય છે અને ચોઇંદ્રિ જીવોના શરીરની

ઊંચાઇ એક યોજનની હોય છે. તે અનુક્રમે જાણવું ૨૮

वृत्ति.

द्वादशयोजनानि द्वीन्द्रियाणां बहिः समुद्रवर्त्ति शंखादीनां ।

અઢી દ્વીપની બાહેર સમુદ્રમાં રહેલા શંખાદિ બે ઇંદ્રિય જીવોના શરીરનું પ્રમાણ બાર યોજનનું છે

तथा त्रीण्येव गव्यूतानि त्रींद्रियाणां बहिर्द्वीपवर्त्तिकर्णश्टगाल्यादीनां ।

અઢીદ્વીપની બાહેર રહેલા કર્ણ શ્રુગાલિક તેઇંદ્રિય જીવોના શરીરનું પ્રમાણ એક યોજનનું છે

तथा योजनं चैकं चतुरिन्द्रियाणां बहिर्द्वीपवर्त्ति भ्रमरादीनां ।

અઢી દ્વીપની બાહેર રહેલા ભ્રમર વિગેરે ચોઇંદ્રિય જીવોના શરીરનું પ્રમાણ એક યોજનનું છે.

अनुक्रमशः अनुक्रमेण ।

તે અનુક્રમવડે જાણવું.

देहमुच्चत्त्ति प्राकृतत्वेन विभक्तिव्यत्ययात् देहस्य उच्चत्वम् ।

દેહ એ અહિં બીજી વિભક્તિ છે, પણ પ્રાકૃત ભાષાના નિયમથી વિભક્તિનો ફેરફાર થાય એટલે છઠી વિભક્તિ લેવી. ત્યારે 'દેહની ઊંચાઇ' એવો અર્થ થાય.

यद्वा देहं शरीरमुच्चत्वेन भगवता भणितमिति शेषः ॥२८॥

અથવા એવો પણ અર્થ થાય કે, દેહ એટલે શરીર તે ઉં ચાપણાથી ભગવંતે કહેલુ છે. અહિં ' કહેલુ છે ' એ અ ધ્યાહારથી લેવુ, ૨૮

अथपंचेंद्रियाणांनारकादीनांदेहप्रमाणमाह।

હવે પચેંદ્રિય નારકીના જીવોના શરીરનુ પ્રમાણ કહેછે

धणुसय पंच पमाणा, नेरइया सत्तमाइ पु-
ढवीए। तत्तो अद्धद्धूणा, नेया रयणप्पहा
जाव॥ २९॥

તમસ્તમ પ્રભા નામે સાતમી નારકીના જીવોના શરીરનુ પ્રમાણ પાચસો ધનુષ્ય જેટલી ઉંચાઇનુ છે. તે પછી છઠી નારકીથી તે પેલી રત્નપ્રભા નામે નરકભૂમિ સુધીના જીવોના શરીરનુ પ્રમાણ અર્ધ અર્ધ સખ્યાએ ઓછુ જાણવુ ૨૯

वृत्ति,

सप्तम्यां पृथिव्या तमस्तम प्रभाया धनु पञ्च-
शतप्रमाणा नैरयिका ज्ञेया ।

સાતમી તમસ્તમ પ્રભા નામની નરકભૂમિના નારકીના જીવોના શરીરની ઊંચાઇ પાચસો ધનુષ્યની છે

तत पर व्युत्क्रमेण अर्धार्धोना कायप्रमाणमा-
श्रित्य नारका ज्ञेया यावत् रत्नप्रभा नाम प्रथमा
पृथ्वी स्यात् ।

તે પછી ઉતરતા ક્રમે એટલે છઠી નારકીથીમાંડીને તે પેલી રત્નપ્રભા નામની નરકભુમિ સુધીના જીવના શરીરનુ પ્રમાણ અર્ધ અર્ધ સખ્યાએ ઓછુ ઓછુ જાણવુ

अयं भाव॰ ।

તેનો ભાવાર્થ નીચે પ્રમાણે છે—

षष्ठया पृथिव्यां सार्द्धे द्वे धनु.शते देहप्रमाणं ६

૬ છઠી નરકભૂમિમા નારકીના દેહનુ પ્રમાણ અઢીસો ધનુષ્યનુ જાણવુ.

पञ्चम्यां सपादशतधनूंषि ५

૫ પાચમી નરકભૂમિમા નારકીના શરીરનુ પ્રમાણ સવાસો ધનુષ્યનુ જાણવુ.

चतुर्थ्यां सार्द्धद्वाषष्ठिर्धनूंषि ४

૪ ચોથી નરકભૂમિમા નારકીના દેહનુ પ્રમાણ સાડીબાસઠ ધનુષ્યનુ જાણવુ.

तृतीयस्यां सपादैकत्रिंशद्धनूंषि । ३

૩ ત્રીજી નરકભૂમિમા નારકીના શરીરનુ પ્રમાણ સવાએકત્રીશ ધનુષ્યનુ જાણવુ.

द्वितीयस्यां सार्द्धपञ्चदशधनूंषि द्वादश चाङ्गुलानि २

૨ બીજી નરકભૂમિમા નારકીના શરીરનુ પ્રમાણ સાડાપનર ધનુષ્ય અને બાર આગળનુ જાણવુ.

प्रथमायां पृथ्व्यां सप्तधनूंषि त्रयो हस्ता॰ षडङ्गुलानि देहमानं १

૧ પેહેલી નરકભૂમિમા નારકીના શરીરનુ પ્રમાણ સાત ધનુષ્ય, ત્રણ હાથ અને ૬ આગળનુ જાણવુ.

इदं स्वाभाविकदेहप्रमाणमुक्तम् ।

આ દેહનુ પ્રમાણ સ્વભાવિક કહ્યુ છે.

उत्तरवैक्रियतु अस्मात् द्विगुण ज्ञेयम् ॥२९॥

ઉત્તર વૈક્રિય પ્રમાણ તો તેનાથી બમણું જાણવું. ૨૯

इत्युक्त नारकाणा देहमानम् ।

એવી રીતે નારકીના જીવોના શરીરનુ પ્રમાણ કેહેવામા આવ્યુ.

अथ पञ्चेन्द्रियतिरश्चा तदाह ।

હવે પચેંદ્રિય તિર્યંચ જીવોના શરીરનુ પ્રમાણ કહે છે

जोयण सहस्समाणा, मच्छा उरगा य गब्भया हुंति। धणुअ पुहुत्त पक्खिसु, भुयचारी गाउ अ पुहुत्त ॥ ३० ॥

खयरा धणुअ पुहुत्त, भुयगा उरगा य जोयण पुहुत्त ॥ गाउअ पुहुत्त मित्ता, समुच्छिमा चउप्पया भणिया ॥ ३१ ॥

ગર્ભજ તિર્યંચ એવા મચ્છ અને ઉર પરિસર્પના શરીરનુ પ્રમાણ એક હજાર યોજનનુ હોય છે. પક્ષીઓના શરીરનુ પ્રમાણ બે ધનુષ્યથી લઈને નવ ધનુષ્ય સુધીનુ હોય છે. ભુજપરિસર્પના શરીરનુ પ્રમાણ પણ બે ગાઉથી લઈને નવ ગાઉ સુધીનુ હોય છે સમૂર્છિમ તિર્યંચ એવા પક્ષી અને ભુજપરિસર્પના શરીરનુ પ્રમાણ બે ધનુષ્યથી માંડીને નવ ધનુષ્ય સુધીનુ હોય છે. સમૂર્છિમ ઉરપરિસર્પના શરીરનુ પ્રમાણ બે યોજનથી માંડીને નવ યોજન સુધીનુ હોય છે એ સમૂર્છિમ જીવોના શરીરનુ પ્રમાણ કહ્યું ૩૦ ૩૧

## वृत्ति.

गर्भजाः संमूर्छिमाश्चेति सामान्यतो द्विविधास्तिर्यंच.

१ ગર્ભજ અને ૨ સમૂર્છિમ-એમ સામાન્ય રીતે બે પ્રકારના તિર્યંચ જીવ છે.

तत्र गर्भजा मत्स्याः चपुनर्गर्भजा उरगाः उरःपरिसर्पा योजनसहस्त्रप्रमाणा देहमानेन भवंति।

તેમા ગર્ભજ માછલા અને ગર્ભજ ઊરઃપરિસર્પના શરીરનુ પ્રમાણ એક હજાર યોજનનુ હોય છે.

एतत्प्रमाणा मत्स्या स्वयंभूरमणसमुद्रे उरगा बहिर्द्वीपेषु बोध्या ।

એટલા પ્રમાણના માછલા સ્વયભૂરમણ સમુદ્રમા અને ઉરગ અઢી દ્વીપની બાહેર હોય છે, એમ જાણવુ.

तथा गर्भजा पक्षिणो धनु पृथक्त्वं नवधनुः प्रमाणदेहा इत्यर्थ ।

તથા ગર્ભજ પક્ષીઓના શરીરનુ પ્રમાણ ધનુષનુ પૃથક્ છે અર્થાત્ નવ ધનુષનુ છે.

द्विप्रभृतिरानवभ्य पृथक्त्वमुच्यते ।

બે ધનુષથી આદીને નવ ધનુષ્ય સુધીનુ પ્રમાણ પૃથક્ત્વ કહેવાય છે.

तथा भुजपरिसर्पा गोधादयो गर्भजाः गव्यूत पृथक्त्वं देहमानेन भवंति ॥ ३० ॥

ગર્ભજ એવા ભુજપરિસર્પ જે ઘરોળી ઘો વિગેરે તેમના શરીરનુ પ્રમાણ બે ગાઊથી આદીને નવ ગાઉ સુધીનુ હોયછે. ૩૦

तथा सम्मूर्छिमा खचरा पक्षिणो भुजगा भुजपरिसर्पाश्च धनु पृथक्त्क देहमानेन भवति ।

સમૂર્છિમ પક્ષિઓ અને ભુજપરિસર્પના શરીરનુ પ્રમાણ બે ધનુષ્યથી માંડીને નવ ધનુષ્ય સુધીનુ હોય છ

सम्मूर्छिमा उरगा योजनपृथक्त्क देहमानेन स्यु ।

સમૂર્છિમ ઉરપરિસર્પના શરીરનુ પ્રમાણ બે યોજનથી માંડીને નવ યોજન સુધીનુ હોય છે.

तथा सम्मूर्छिमाश्चतुष्पदा गव्यूतपृथक्त्कमात्रा नव गव्यूतप्रमाणदेहा भणिता उक्ता ।

સમૂર્છિમ ચોપગા પ્રાણીના શરીરનુ પ્રમાણ બે ગાઉથી માંડીને નવ ગાઉ સુધીનુ કહેલુ છે

इह बहुषु पुस्तकेषु " उरगा भुयगा य जोयण पहुत्त " इति पाठो दृश्यते स चिंत्य.।

અહિ ઘણા પુસ્તકોમા " उरगा भुयगा य जोयणपहुत्त " એવો પાઠ જોવામા આવે છે. તે વિચારવા જેવુ છે

प्रज्ञापनासग्रहिण्यादिभिर्विरोधात् ॥३१॥

કારણ કે જે તેવો પાઠ લઇએ તો પ્રજ્ઞાપના તથા સંગ્રહિણી વિગેરે ગ્રથોની સાથે વિરોધ આવે છે ૩૧

अथावशिष्टगर्भजचतुष्पदतिरश्चा मनुष्याणा च देहमानमाह ।

હવે બાકી રહેલા ગર્ભજ ચોપગા તિર્યંચ અને મનુષ્યના શરીરનુ પ્રમાણ કહે છે

छच्चेव गाउआइं, चउप्पया गब्भया मुणे-
यव्वा । कोसतिगं च मणुस्सा, उक्कोस सरीर
माणेणं ॥ ३२ ॥

ગર્ભજ ચતુષ્પદ-ચોપગા જીવોના શરીરનુ પ્રમાણ છ ગાઉનુ મનાય છે અને ઉત્કૃષ્ટથી મનુષ્યના શરીરનુ પ્રમાણ ત્રણ કોશનુ હોય છે. ૩૨

## वृत्ति

गर्भजाः चतुष्पदा उत्कर्षतः षड् गव्यूतान्येव मतव्या ।

ગર્ભજ ચતુષ્પદ—ચોપગા પ્રાણીઓના શરીરનુ પ્રમાણ ઉત્કૃષ્ટથી છ ગાઉનુજ માનવુ.

च समुच्चये ।

અહિ મૂલમા 'च' શબ્દ છે તે સમુચ્ચય (અને) ના અર્થમા છે

एतद्देवकुर्वादौ गर्भजगजानाश्रित्य बोधव्यम् ।

એ પ્રમાણ દેવકુરૂ વિગેરેમા રહેલા ગર્ભજ હાથીઓને આશ્રીને જાણવુ

तथा गर्भजा मनुष्या उत्कृष्टशरीरप्रमाणेन कोशत्रिकोच्चा मतव्या ।

ગર્ભજ મનુષ્યોના શરીરનુ પ્રમાણ ઉત્કૃષ્ટથી ત્રણ કોશ ઉચુ જાણવુ.

इदमपि देवकुर्वादौ युगलिनरानाश्रित्य ज्ञेयम्॥३२॥

આ પ્રમાણ પણ દેવકુરૂ વિગેરે ક્ષેત્રોમા રહેલા યુગલીયા મનુષ્યોને આશ્રીને જાણવુ ૩૨

अथ देवानां स्वाभाविकदेहमानमाह ।

હવે દેવતાના શરીરનુ સ્વાભાવિક પ્રમાણ કહે છે

ईसाणंत सुराणं, रयणीओ सत्त हुंति उच्चत । दुग दुग दुग चउ गेवि, ज्जणुत्तरे इक्किक्क परिहाणी ॥ ३३ ॥

બીજા ઇશાન દેવલોકના અંત સુધી જે ભવનપતિ, વ્યંતર, તથા જ્યોતિષ્ક દેવ છે, તેઓના શરીરના ઉંચાઇ સાત હાથની હોયછે તેપછી અનુક્રમે બે, બે, બે, ચાર નવગ્રૈવેયક અને અનુત્તર દેવલોકના દેવતાના શરીરનુ પ્રમાણ એક હાથ ઘટા ડતા જવુ ૩૩

## वृत्ति

अत ईशानातग्रहणेन भवनपतिव्यंतरज्योतिष्कसौधर्मेशाना ग्राह्या ।

અહિ ઇશાન દેવલોકના અંતસુધીનુ ગ્રહણ છે, તેથી ભવનપતિ, વ્યંતર, જ્યોતિષી, સૌધર્મ, અને ઇશાન દેવલોક ગ્રહણ કરના.

तेन ईशानात ईशाननामद्वितीयदेवलोक यावत् सुराणा देवाना सप्त रत्नय सप्त हस्ता शरीरस्योच्चत्व भवति ।

એટલે ઇશાન નામના બીજા દેવલોક સુધીના દેવતાઓના શરીરની ઉંચાઇ સાત હાથની હોય છે

तत पर द्विक १ द्विक २ द्विक ३ चतुष्क ४ ग्रैवेयका ५ नुत्तरेषु ६ एकैकस्य हस्तस्य परिहार. न्यूनत्वं स्यात्

તે પછી બે, ત્રે, બે, ચાર, નવગ્રૈવેયક અને અનુત્તર દેવલો કના દેવતાના શરીરની ઉંચાઇમાં એક એક હાથની ન્યૂનતા હોય છે એટલે અનુક્રમે એક એક હાથ ઘટાડતા જવું.

अयमर्थः ।

તેનો ભાવાર્થ નીચે પ્રમાણે છે.

सनत्कुमारमाहेन्द्रद्विके षट् हस्ताः ।

સનત્કુમાર અને માહેંદ્ર દેવલોકના દેવતાના શરીરનું પ્રમાણ છ હાથનું છે.

ब्रह्मलातकद्विके पंच ।

બ્રહ્મ અને લાંતક દેવલોકના દેવતાના શરીરનું પ્રમાણ પાંચ હાથનું છે.

शुक्रमहसारद्विके चत्वारः ।

શુક્ર અને મહાસાર દેવલોકના દેવતાના શરીરનું પ્રમાણ ચાર હાથનું છે

आनतादिचतुष्के त्रय ।

આનત, પ્રાણત, આરણ અને અચ્યુત એ ચાર દેવલોકના દેવતાઓનું દેહપ્રમાણ ત્રણ હાથનું છે.

नवग्रैवेयकेषु द्वौ हस्तौ ।

નવગ્રૈવેયકના દેવતાઓનું શરીર પ્રમાણ બે હાથનું છે.

पचानुत्तरेषु एक एको हस्त ।

પંચ અનુત્તર દેવલોકના દેવતાનું દેહમાન એક એક હાથનું છે.

देहमान सर्वेषा जीवाना देहप्रमाण उत्सेधागुलेन ज्ञेयम् ॥ ३३ ॥

એ સર્વ જીવોના શરીરનું પ્રમાણ ઉત્સેધ આંગુલની રીતિએ જાણવું ૩૩

इति उक्तं देहमानद्वारम् ।

એવી રીતે જીવોના શરીરના પ્રમાણનું દ્વાર કહ્યું.

साम्प्रतमायुर्द्वारमाह ।

હવે આયુષ્યનુ દ્વાર કહે છે

वावीसा पुढवीए, सत्तय आउस्स तिन्निवा उस्स । वास सहस्सा दस तरु, गणाण तेऊ तिरित्ताऊ ॥ ३४ ॥

પૃથ્વીકાય જીવોનુ આયુષ્ય ઊત્કૃષ્ટથી બાવીશ હજાર વર્ષનુ હોય છે, અપકાય જીવોનુ આયુષ્ય સાત હજાર વર્ષનુ હોય છે, વાયુકાય જીવોનુ આયુષ્ય ત્રણ હજાર વર્ષનુ હોય છે, પ્રત્યેક વનસ્પતિકાય જીવોનુ આયુષ્ય દશ હજાર વર્ષનુ હોય છે અને તેજકાય જીવોનુ આયુષ્ય ત્રણ અહોરાત્રનુ હોય છે. ૩૪

वृत्तिः

पृथिव्या पृथिवीकायस्य द्वाविंशतिर्वर्षसहस्रा उत्कृष्टायु स्थिति. ।

પૃથિવીકાય જીવોનુ આયુષ્ય ઉત્કૃષ્ટથી બાવીસ હજાર વર્ષનુ હોય છે

एवमप्कायस्य सप्तवर्षसहस्रा ।

એવી રીતે અપકાય જીવનુ આયુષ્ય સાતહજાર વર્ષનુ હોય છે

वायुकायस्य त्रयो वर्षसहस्रा ।

વાયુકાય જીવનુ આયુષ્ય ત્રણ હજાર વર્ષનુ હોય છે

तरूणा प्रत्येकवनस्पतिसमूहाना दश वर्षसहस्रा उत्कृष्टायु. स्थिति. ।

तरु એટલે પ્રત્યેક વનસ્પતિકાયના જીવોનુ આયુષ્ય ઊત્કૃષ્ટથી દશહજાર વરસનુ હોય છે.

तेजस्कायस्य त्रीण्यहोरात्राणि उत्कृष्टायुः स्थिति.।

તેજસ્કાય જીવોના આયુષ્યની ઉત્કૃષ્ટ સ્થિતિ ત્રણ અહોરાત્રની હોય છે

जघन्या तु सर्वेषामप्यान्तर्मुहूर्त्तिकी बोध्या ॥३४

જઘન્ય રીતે તો સર્વના આયુષ્યની સ્થિતિ અંતમુહૂર્ત્ત પ્રમાણની જાણવી. ૩૪

इति उक्तं बादरस्थावरपंचकायु. ।

એવી રીતેપાચ બાદર તથા પાચ સ્થાવર જીવોના આયુષ્યનુ પ્રમાણ કહ્યુ

अथ द्वींद्रियादीना तदाह ।

હવે બે ઇંદ્રિ વિગેરે જીવોના આયુષ્યનુ પ્રમાણ કહેછે

वासाणि बारसाऊ, बि इंदियाण ति इंदियाणं तु । अउणा पन्न दिणाइं, चउरिंदीण तु छम्मास ॥ ३५ ॥

બેઇંદ્રિજીવોનુ આયુષ્ય ઉત્કૃષ્ટથી બારવરસનુ હોય છે, તેઇંદ્રિય જીવોનુ આયુષ્ય ઓગણપચાશ દિવસનુ હોય છે, અને ચતુરિંદ્રિય જીવોનુ આયુષ્ય ૬ માસનુ હોય છે. ૩૫

वृत्ति ।

द्वींद्रियाणा द्वादशवर्षाणि आयु उत्कृष्टा स्थिति

બેઇંદ્રિય જીવોના આયુષ્યની સ્થિતિ ઊત્કૃષ્ટથી બારવર્ષની છે.

त्रींद्रियाणां च एकोनपचाशद्दिनानि आयु ।

તેરિંદ્રિય જીવોના આયુષ્યનું પ્રમાણ ઓગણપચાશ દિવસોનું છે.

चतुरिंद्रियाणां तु षण्मासा ।

ચોઇંદ્રિ જીવોના આયુષ્યનું પ્રમાણ છ માસનું છે.

जघन्य तु सर्वेषां प्राग्वत् ॥ ३५ ॥

જઘન્યથી સર્વનું આયુષ્ય પૂર્વની પેઠે અંતર્મુહૂર્ત પ્રમાણનું હોય છે ૩૫

अथ चतुर्विधपचेंद्रियाणामुत्कृष्टायुर्मानमाह ।

હવે ચાર પ્રકારના પચેંદ્રિય જીવોના આયુષ્યનું પ્રમાણ ઊત્કૃષ્ટથી કહે છે

सुर नेरइयाण ठिई, उक्कोसा सागराणि तित्तिसि । चउपय तिरिय मणुस्सा, तिन्निय पलिओवमा हुंति ॥ ३६ ॥

जलयर उर भुयगाण परमाऊ होई पुव्व कोडीऊ । पक्खीणं पुण भणिओ असख भागो अ पलियस्स ॥ ३७ ॥

सव्वे सुहुमा साहा,रणा य, समुच्छिमा मणुस्सा य । उक्कोस जहन्नेण अतमुहुत्त चिजियंति ॥ ३८ ॥

દેવ અને નારકીના આયુષ્યની સ્થિતિ ઉત્કૃષ્ટથી તેત્રીશ સાગરોપમની હોય છે. ચાર પગવાલા તિર્યંચ જીવોનુ તથા સર્વ મનુષ્યોનુ આયુષ્ય ઉત્કૃષ્ટથી ત્રણ પલ્યોપમનુ હોય છે. ગર્ભજ અને સમૂર્છિમ એ બે પ્રકારના જલચર, ઉર પારસર્પ, અને ભુજ પરિસર્પનુ આયુષ્ય ઊત્કૃષ્ટથી પૂર્વ કોડીનુ હોય છે. તેવીજ રીતે પક્ષીઓનુ આયુષ્ય પલ્યોપમના અસખ્યાતમા ભાગ જેટલુ કહેલુ છે પૃથ્વીકાય વિગેરે સર્વ સૂક્ષ્મ તથા સાધારણ એટલે બાદરનિગોદ રૂપ જે અનતકાય જીવો છે તે, અને સમુર્છિમ મનુષ્યો છે, તે ઊત્કૃષ્ટથી અને જઘન્યથી માત્ર એક અતમુહુર્તજ જીવે છે. ૩૬-૩૭-૩૮

## वृत्ति.

सुराणां नैरयिकाणा चोत्कृष्टा स्थिति त्रयस्त्रिंशत्सागरोपमानि भवंति।

દેવતા તથા નારકીના આયુષ્યથી સ્થિતિ તેત્રીશ સાગરોપમની હોય છે

इयं चानुत्तरेषु सप्तमनरके च बोध्या।

આ આયુષ્યની સ્થિતિ પાચ અનુત્તર વિમાનોના દેવતાની અને સાતમી નારકીના જીવોની જાણવી.

तथा।

તેમજ

लुप्तषष्ठीनिर्देशात्।

પ્રાકૃતના નિયમથી છઠી વિભક્તીનો નિર્દેશ કરેલો છે.

चतुष्पदतिरश्चा मनुष्याणा चोत्कृष्टा स्थितिः त्रयस्त्रिंशत्सागरप्रमाणा।

ચાર પગવાળા તિર્યંચ અને મનુષ્યોના આયુષ્યની સ્થિતિ ત્રણ પલ્યોપમની હોય છે.

इय च देवकुर्वादौ ज्ञेया ।

આ આયુ યની સ્થિતિ દેવકુરૂ વિગેરે ક્ષેત્રોના જીવોની જાણવી

इह पल्योपमसागरोपमे सूक्ष्माद्धा विशेषेण विशिष्टे ग्राह्ये ।

અહિં પલ્યોપમ તથા સાગરોપમ સૂક્ષ્મથી અથવા વિશે ષણથી વિશિષ્ટ એના ગ્રહણ કરવા

देवनारकाणा जघन्यायुर्दशवर्षसहस्रमान बोध्यम् ॥

તેથી દેવ તથા નારકીનુ આયુષ્ય જઘન્યથી દશ હજાર વર્ષનુ જાણવુ.

नरतिरश्चातु प्राग्वत् ॥ ३६ ॥

મનુષ્ય તથા તિર્યંચના આયુષ્યનુ પ્રમાણ પૂર્વની પેઠે અંત મુહૂર્તનુ હોય છે. ૩૬

जलचराणा गर्भजसमूर्छिमभेदाद् द्विविधानां उरगाणा भुजगाना च गर्भजानामेव परमायुरुत्कृष्टायु पूर्वकोटिर्भवति ।

ગર્ભજ અને સમૂર્છિમ એ બે પ્રકારના જલચર જીવોનુ તથા ગર્ભજ એના ઉરગ અને ભુજપરિસર્પ જીવોનુ આયુષ્ય ઉત્કૃષ્ટથી પૂર્વ કોડીનુ હોય છે.

सप्ततिर्लक्षकोटय षट्पचाशच्च सहस्रकोटयो वर्षाणि एक पूर्वमुच्यते ईदृक्कोटिपूर्वाणीत्यर्थ ।

સીત્તેર લાખ અને છપ્પન હજાર કોટી વર્ષનો એક પૂર્વ કહેવાય છે, એવા એક કોડી પૂર્વનુ આયુષ્ય જાણવુ.

तथा गर्भजपक्षिणा पुनरुत्कृष्टायु॰ पल्योपमस्या संख्येयभागो भणित उक्त॰ ।

તથા ગભજ પક્ષીઓનુ આયુષ્ય ઉત્કૃષ્ટથી પલ્યોપમના અસંખ્યાતા ભાગનુ કહેલુ છે.

इह सूत्रे संमूर्छिमस्थलचरखचरादिपंचेन्द्रियाणा उत्कृष्टायुर्नोक्तं तदग्रंथातरगतैतद्गाथया बोध्यम्।

આ સૂત્રમા મમૂર્છિમ એના જલચર તથા ખચર વિગેરે પચેદ્રિય જીવોનુ ઉત્કૃષ્ટ આયુષ્ય કહેલુ નથી તોતે બીજા ગ્રથની આ નિચેની ગાથાથી જાણી લેવુ

समुच्छि पणिदि थलयर, खयर उरग भुयय जिठ थिइकमसो ।
वाससहस्सा चुलसी बिसत्तरी तिपन्न बायाला ॥१॥

इति । ३७

सर्वे सूक्ष्मा पृथ्व्यप्तेजोवायुवनस्पतयश्च ।

સવ જાતના સુક્ષ્મ જીવ એટલે પૃથિવીકાય, અપકાય, તેઔકાય, વાયુકાય અને વનસ્પતિમય જીવો.

पुन साधारणा॰ बादरनिगोदरूपा अनतकायिकाश्च ।

અને સાધારણ જીવ બાદર તથા નિગોદના અનતકાય જીવ.

पुन संमूर्छिमा मनुष्या ये एकोत्तरशतक्षेत्रोत्पन्नगर्भजनराणा मलमूत्रवातादिषूत्पद्यंते ।

સમૂર્છિમ મનુષ્ય જીવ કે જે એકસો ને એક ક્ષેત્રને વિષે ઊત્પન્ન થયેલા ગર્ભજ મનુષ્યના મલ તથા મુત્ર વિગેરેમા ઉત્પન્ન થાય છે.

ते सर्वेऽपि उत्कर्षेण जघन्येन च अंतर्मुहूर्त्तमेव जीवंति ।

તે બધા પણ જીવ ઉત્કૃષ્ટથી અને જઘન્યથી માત્ર અંતર્મુહૂર્તજ જીવે છે

अंतर्मुहूर्तायुष इत्यर्थ ।

અર્થાત્ તેમની આયુષ્ય અંતર્મુહૂર્તનીજ હોય છે

अंतर्मुहूर्तस्यासंख्यभेदत्वान्नानात्वमवसेयं॥३८॥

અંતર્મુહૂર્તના અસંખ્ય ભેદ છે, તેથી તે અંતર્મુહૂર્તે અનેક પ્રકારે જાણી લેવુ ૩૮

अथोक्त द्वारद्वय निगमयन्नाह ।

હવે ઉપરના બે દ્વારમા જે કહ્યુ, તે સૂચવે છે

ओगाहणाउमाण, एव संखेवओ समक्खायं
जे पुण इत्थ विसेसा, विसेस सुत्ताउ ते नेया ॥ ३९ ॥

એવી રીતે જેમા જીવની અવગાહના સ્થિતિ રહે છે. એના જીવના શરીરનુ જે આયુષ્ય, તેનુ પ્રમાણ સંક્ષેપથી કહેવામા આવ્યુ, હવે જે કાઇ વિશેષ અવગાહના તથા આયુષ્યના ભેદ છે, તે બીજા વિશેષ સૂત્રથી જાણી લેવા. ૩૯

वृत्तिः

अवगाहंते अवतिष्टंते जीवा अस्यामित्यवगाहना देह.

જેને વિષે જીવ અવગાહન કરે-સ્થિતિ કરે તે અવગાહના કહેવાય, અવગાહના એટલે શરીર.

तस्या आयुषश्च मान प्रमाणं ।

તે અવગાહના એટલે શરીરનુ અને તેના આયુષ્યનુ પ્રમાણ

एव मुक्त प्रकारेण ।

એ કહેલા પ્રકાર વડે

संक्षेपत' समाख्यातं कथितम् ।

સંક્ષેપથી કહેલુ છે.

ये पुनरत्र विशेषदेवलोकादौ पतराद्याश्रित्य अवगाहनायुर्भेदादय संति ।

જે અહિ વિશેષ એટલે દેવલોકાદિને વિષે પ્રતર વિગેરેને આશ્રીને અવગાહના-શરીર તથા તેના આયુષ્યના ભેદ છે

ते विशेषसूत्रात् सग्रहणीप्रज्ञापनादेर्ज्ञेया ज्ञातव्या' ॥ ३९ ॥

તે ભેદ વિશેષ સૂત્રથી એટલે સગ્રહણી તથા પ્રજ્ઞાપના વિગેરે સૂત્રથી જાણી લેવા ૩૯

अथ तृतीयं स्वकायस्थितिद्वारमाह ।

હવે ત્રીજુ સ્વકાયસ્થિતિ દ્વાર કહે છે

एगिंदिया य सव्वे, असंख उस्सप्पिणी सकायम्मि । उववज्जंति चयंति अ, अणंतकाया अणंताओ ॥ ४० ॥

સર્વ પૃથ્વીકાય વિગેરે પાચ સ્થાવર એકેદ્રિય જીવ અસખ્ય ઉત્સર્પિણી તથા અવસર્પિણી સુધી પોતાની તેજકાયાને વિષે ઉત્પન્ન થાય છે અને તે મૃત્યુ પામે છે, તથા અનતકાય વનસ્પતિ જીવ અનત ઊત્સર્પિણી અને અવસર્પિણી સુધી પોતાની તેની તેજ કાયામા ઉત્પન્ન થઈને તેજ કાયામા નાશ પામેછે. ૪૦

## वृत्ति॰

सर्वे एकेंडिया पृथिव्यप्तेजोवायुप्रत्येकव॰
वस्पतय ।

સર્વે એકેંદ્રિય એવા પૃથ્વીકાય, અપ્કાય, તેઊકાય, વાયુ
કાય, અને પ્રત્યેક વનસ્પતિકાયના જીવો.

असख्येयोत्सर्पिण्यवसर्पिणीर्यावत् ।

અસખ્યાતા ઉત્સર્પિણી અને અવસર્પિણી સુધી.

स्वकाये पृथिव्यादौ उत्पद्यते च पुनश्च्यवते
म्रियंते ।

પોતાની પૃથ્વી વિગરે કાયામા ઉત્પન્ન થાય છે અને મૃત્યુ
પામે છે

पुन' पुनस्तत्रैवोत्पत्तिविनाशौ लजते इत्यर्थ ।

અર્થાત્ વારવાર તેમાજ ઉત્પત્તિ અને વિનાશ પ્રાપ્ત કરેછે.

तथा अनतकायवनस्पतिजीवा ।

તથા અનતકાય વનસ્પતિના જીવ

अनता उत्सर्पिणीण्यवसर्पिणीर्यावत् ।

અનત ઉત્સર્પિણી અને અવસર્પિણી સુધી.

स्वकाये उत्पद्यते विपद्यते च ॥ ४० ॥

પોતાની કાયામા ઉત્પન્ન થાય છે અને નાશ પામેછે ૪૦

इत्युक्ता एकेंद्रियाणा कायस्थिति ।

એવી રીતે એકેંદ્રિય જીવોની કાય સ્થિતિ કહેવામા આવી.

अथ द्वींद्रियादीनां तामाह ।

હવે બેઇંદ્રિય વિગેરે જીવની કાયસ્થિતિ કહે છે

सखिज्ज समा विगला, सत्तट्ठ भवा प-
णिंदि तिरि मणुया । उववज्जंति सकाए,
नारय देवा अ नो चेव ॥ ४१ ॥

બેઇંદ્રિય તેંદ્રિય તથા ચઊરિંદ્રિય જે વિકલ જીવો છે, તે સખ્યાતાવર્ષ સુધી સ્વકાયને વિષે ઊત્પન્ન થાયછે પચેંદ્રિયતિર્યંચ અને મનુષ્યના જીવો સાત અથવા આઠ ભવ સુધી સ્વકાયમા ઊત્પન્ન થાય છે. નારકીના જીવો અને દેવતાઓ મરણ પછી તુરત સ્વકાયમા ઉત્પન્ન થતા નથી એટલે ફરીને તેજ ગતિમા ઊત્પન્ન થતા નથી. ૪૧

वृत्तिः

विकला द्वित्रिचतुरिंद्रियाः संख्येयसमाः सं-
ख्यातवर्षसहस्राणि यावत् स्वकाये उत्पद्यंते ।

વિકલ એટલે બેઇંદ્રિય, તેંદ્રિય, ચઊઇંદ્રિય જીવો સખ્યાતા હજાર વર્ષ સુધી પોતાની કાયામા ઊપજે થાય છે

तथा पंचेंद्रियास्तिर्यंचो मनुष्याश्च सप्ताष्टौ भ-
वान् यावत्स्वकाये उत्पद्यंते ।

પચેંદ્રિય તિર્યંચના જીવ અને મનુષ્યો સાત અથવા આઠ ભવ સુધી પોતાની કાયામા ઉપજે થાય છે.

तत्र सप्तभवा, सख्येयवर्षायुषः अष्टमस्त्वसख्या-
तवर्षायुष्क एव ज्ञेयः ।

તેમા સાત ભવ ઉત્કૃષ્ટ સખ્યાતા વરમા થઇ શકે તેવા આયુષ્યના જાણવા અને આઠમો ભવતો ઉત્કૃષ્ટ અસખ્યાતા વષમા થઇ શકે તેવા આયુષ્યનોજ જાણવો.

अत्राष्टभवेपूत्कर्षत. पूर्वकोटिपृथत्काधिकानि त्रीणि पल्योपमानि कालो बोध्य·।

અહિં આઠે ભવમા ઉત્કૃષ્ટથી પૂર્વ કોટી પૃથક્થી આધક એવા ત્રણ પલ્યોપમનો કાલ જાણવો.

जघन्या तु सर्वत्रापि कायस्थितिरंतर्मुहूर्त्तमेवेति।

જઘન્યથી સર્વેની પણ કાયસ્થિતિ અતર્મુહૂર્તની જાણવી.

तथा नारका देवाश्च मृत्वा नोत्पद्यते।

નારકીના જીવ અને દેવતા મૃત્યુ પામીને તે ગતિમા પાછા ઉત્પન્ન થતા નથી

अतस्तेषा सा नोक्ता ॥ ४१ ॥

એથી કરીને તેમની કાયસ્થિતિ કહેવામા આવી નથી. ૪૧

अथ चतुर्थं प्राणद्वारमाह।

હવે ચોથુ પ્રાણદ્વાર કહે છે

दसहा जियाण पाणा, इंदि उसासाउ जोग वलरूवा। एगिंदिएसु चउरो, विगलेसु छ सत्त अट्ठेव ॥ ४२ ॥

असन्नि सन्नि पचि,दिएसु नव दस कमेण वोहव्वा। तेहि सह विप्पओगा जीवाणं भणणए मरण ॥ ४३ ॥

જીવોના દશ પ્રાણ હોયછે, તે ઇંદ્રિયો, શ્વાસોચ્છ્વાસ, આયુષ્ અને યોગબલ રૂપ જાણવા. એટલે ૫ સ્પર્શન વિગેરે પાચ ઇંદ્રિયો, ૬ શ્વાસોચ્છ્વાસ, ૭ આયુષ, ૮ મનોયોગ, ૯ વચનયોગ ૧૦ કાયયોગ એ દશ પ્રાણ કહેવાય છે. તેમા એકેંદ્રિય જીવોને ચાર પ્રાણ હોય છે, વિકલેંદ્રિય (બેઇંદ્રિય, તેંદ્રિય અને ચઉરિંદ્રિય) જીવોને અનુક્રમે છ, સાત અને આઠ પ્રાણ હોય છે અસંજ્ઞી પંચેંદ્રિય અને સંજ્ઞી પંચેંદ્રિય જીવોને અનુક્રમે નવ અને દશ પ્રાણ જાણવા જ્યારે તે પ્રાણનો વિયોગ થાય ત્યારે જીવને મરણ કહેવાય છે ૪૨-૪૩

## वृत्तिः

दशधा दशप्रकारा जीवाना प्राणा. ।

જીવોના પ્રાણ દશ પ્રકારના છે.

ते च इंद्रियोच्छ्वासायुर्योगवलरूपाः स्युः ।

તે ઇંદ્રિયો, ઉચ્છ્વાસ, આયુષ્ય અને યોગબલ રૂપ છે.

तत्रेंद्रियाणि स्पर्शनादीनि पंच ५

૫ તેમા સ્પર્શન વિગેરે પાચ ઇંદ્રિયો.

उच्छ्वासशब्देनोच्छ्वासनिश्वासो गृह्यते ६

૬ ઉચ્છ્વાસ એ શબ્દથી ઉચ્છ્વાસ નિશ્વાસ લેવો.

आयुर्जीवितम् । ७

૭ આયુષ્ય એટલે જીવિત.

योगाना मनोवाक्कायानां वलानि त्रीणि ।

યોગ એટલે મન, વચન અને કાયા, તે ત્રણના બલ.

मनोवल ८ वचनवल ९ कायवल १० रूपाणि।

૮ મનોબલ, ૯ વચનબલ અને ૧૦ કાયબલ રૂપ.

एव दश स्यु ।

એવી રીતે દશ પ્રાણ થાય છે.

" इहि इदियऊसास आउबलरूवत्ति " पाठांतर ।

અહિં ' इंहिं० ' ઇત્યાદિ બીજો પાઠ પણ છે

तत्र बलशब्देन मनोबलादित्रयं ग्राह्यम् ।

તેવો પાઠ લઇએ તો ' बल ' શબ્દ વડે કરીને ૧ મનોબલ ૨ વચનબલ અને કાયબલ-એમ ત્રણ લેવા

अथ येषां यावंतः प्राणास्तदाह ।

હવે જે જીવના જેટલા પ્રાણ હોય તે કહે છે.

एकेंद्रियेषु पंचसु चत्वारः प्राणाः स्पर्शनेंद्रियोच्छ्वासायुःकायबलरूपाः स्युः ।

પાંચ એકેંદ્રિય જીવોને સ્પર્શન ઇંદ્રિય, ઉચ્છ્વાસ, આયુષ્ અને કાયબલ-એ ચાર પ્રાણ હોય છે

विकलेंद्रियेषु त्रिषु षट् सप्त अष्टैव प्राणाः स्युः ।

ત્રણ વિકલેંદ્રિય જીવોને (અનુક્રમે) છ, સાત અને આઠ પ્રાણ હોય છે

तथाहि ।

તે નીચે પ્રમાણે કહે છે

द्वींद्रियेषु प्रागुक्ताश्चत्वारो रसनेंद्रियवाग्बलयुताः षट् स्युः ।

બે ઇંદ્રિય જીવોને પ્રથમ કહેલા ચાર ( એટલે સ્પર્શનેંદ્રિય, ઉચ્છ્વાસ, આયુષ્ય, કાયબલ ) રસનેંદ્રિય અને વાગ્બલ-એ છ પ્રાણ હોય છે,

त्रींद्रियेषु त एव षट् घ्राणेंद्रिययुताः सप्त स्युः ।

તેઇંદ્રિય જીવોને ઉપર કહેલા ૭ અને ધ્રાણેંદ્રિય એટલે ૧ સ્પર્શનેંદ્રિય, ૨ ઉચ્છ્વાસ, ૩ આયુષ્ય, ૪ કાયબલ, ૫ રસનેંદ્રિય ૬ વાગ્બલ અને ૭ ઘ્રાણેંદ્રિય-એ સાત પ્રાણ હોય છે.

चतुरिन्द्रियेषु त एव सप्त चक्षुरिन्द्रिययुता अष्टौ प्राणा स्यु ॥४२॥

ચઉરિંદ્રિય જીવોને ઉપર કહેલા સાત અને ચક્ષુઇંદ્રિય-એટલે ૧ સ્પર્શનેંદ્રિય, ૨ રસનેંદ્રિય, ૩ ઘ્રાણેંદ્રિય, ૪ ચક્ષુરિંદ્રિય, ૫ ઉચ્છ્વાસ, ૬ આયુષ્ય, ૭ કાયબલ અને ૮ વાગ્બલ-એ આઠ પ્રાણ હોય છે ૪૨

असन्निति–असंज्ञिपंचेन्द्रियेषु संज्ञिपंचेन्द्रियेषु च क्रमेण नव दश प्राणा बोद्धव्या. ।

અસંજ્ઞીપંચેંદ્રિય જીવોને નવ પ્રાણ અને સંજ્ઞીપંચેંદ્રિય જીવોને દશ પ્રાણ-એમ અનુક્રમે જાણવા.

तत्रासंज्ञिपंचेन्द्रियेषु त एवाष्टौ श्रोत्रेन्द्रिययुता नव स्यु ।

તેમા અસંજ્ઞી પંચેંદ્રિય જીવોને ઉપર કહેલા આઠ અને શ્રોત્રેંદ્રિય મળી નવ પ્રાણ હોય છે.

तथा संज्ञिपंचेन्द्रियेषु त एव नव मनोबलयुता दश प्राणा. स्यु· ।

તથા સંજ્ઞીપંચેંદ્રિય જીવોને ઉપર કહેલા નવ અને મનોબલ એમ દશ પ્રાણ હોય છે.

तैः प्राणैः सह विप्रयोगो जीवानां मरणं ज्ञप्यते ।

તે પ્રાણની સાથે વિયોગ થયો, તે જીવોનું મરણ કહેવાય

अत्र देवनारकगर्भजतिर्यग्मनुष्या सज्ञिन उच्यंते ।

અહીં દેવ, નારકી, ગર્ભજ તિર્યંચ અને મનુષ્ય-એ જીવો સંજ્ઞીપંચેંદ્રિય કહેવાય છે.

संमूर्छिमतिर्यग्मनुष्यास्तु असंज्ञिन उच्यंते ।

સમૂર્છિમ તિર્યંચ તથા સમૂર્છિમ મનુષ્ય-એ જીવો અસંજ્ઞી પંચેંદ્રિય કહેવાય છે

तत्र समूर्छिममनुष्याणा वाग्बलादिवर्जिता॰ सप्ताष्टौ प्राणा बोध्या॰ ॥ ४३ ॥

તેમા સમૂર્છિમ મનુષ્યો ભાષારૂપ વાગ્બળ વિગેરેથી રહિત હોવાથી તેમને સાત તથા આઠ પ્રાણ હોયછે, એમ જાણવું ૪૩

अथोक्तस्वरूप मरण जीवै॰ कतिवारान् प्राप्तमित्याशकानिरासार्थमाह ।

અહિ એવી શંકા થાય કે, જીવને પ્રાણ વિયોગ રૂપ મરણ કહયું, તે જીવોએ કેટલી વાર પ્રાપ્ત કરેલું છે ? અર્થાત્ તે મરણ જીવને કેટલા કાળ સુધી થયા કરે છે ? તે શંકા દૂર કરવાને કહે છે

एव अणोरपारे, ससारे सायरमि भीममि ।
पत्तो अणत खुत्तो जीवेहि अपत्त धम्मोहि॥४४॥

જેઓને ધર્મની પ્રાપ્તિ થઇ નથી એવા જીવોને આ આદિ અંતરહિત અને ભયંકર એવા સમુદ્રને વિષે અનંતવાર પ્રાણ વિયોગ રૂપ મરણ પ્રાપ્ત થાયછે ૪૪

अप्राप्तधर्मैर्जीवै ।

જેમણે ધર્મ પ્રાપ્ત કર્યો નથી એવા જીવોએ,

एवं अणोरपारम्मि–अवारपारवर्जिते ।

અનારપારવાર્જીત એટલે આદિ અંત રહિત,

एतएव भीमे भयंकरे ।

એથી કરીને ભયંકર એવા,

संसारे सागरे संसाररूपसमुद्रे ।

સંસાર રૂપ સમુદ્રને વિષે

एवं प्राणवियोगलक्षणप्रकारेण ।

એવી રીતે પ્રાણનો વિયોગ રૂપ લક્ષણના પ્રકારવડે

अनंतकृत्व. अनंतवारान् ।

અનંતવાર

पत्तोत्ति प्राप्तम् ।

પ્રાપ્ત કરેલ છે.

प्रसगान्मरणमिति संवध्यते ।

અહિ પ્રસંગથી મરણનો સંબંધ લેવો. એટલે મરણ પ્રાપ્ત કરેલ છે.

प्राकृतत्वात्पुंल्लिंगनिर्देश. ।

પ્રાકૃત ભાષા છે, તેથી 'पत्तो' એ ઠેકાણે પુલિંગ નિર્દેશ કર્યો છે.

कचित्तु 'पत्तं' इति पाठो दृश्यते।

કોઈ ઠેકાણે 'पत्त' એવો પણ પાઠ જોવામા આવેછે. ૪૪

अथ पचमं योनिद्वारमाह ।

હવે પાંચમુ યોનિદ્વાર કહે છે

तह चउरासी लक्खा, संखा जोणीण होइ

जीवाण । पुढवाईण चउण्ह, पत्तेयं सत्तसत्तेव ॥ ४५ ॥

दस पत्तेय तरूण, चउदस लक्खा हवंति इयरेसु । विगलिंदिएसु दो दो, चउरो पचिंदि तिरियाणं ॥ ४६ ॥

चउरो चउरो नारय, सुरेसु मणुआणं चउदस हवंति । संपिडिया य सव्वे, चुलसी लक्खाउ जोणीणं ॥ ४७ ॥

જીવોની યોનિની સંખ્યા ચોરાશી લાખની છે પૃથ્વીકાય વિગેરે ચાર પ્રકારના જીવોની પ્રત્યેકની સાત સાત લાખ યોનિઓ છે પ્રત્યેક વનસ્પતિકાય જીવોની દશ લાખ યોનિઓ છે. તેથી ઈતર-બીજા એટલે જે સાધારણ વનસ્પતિકાય જીવો છે, તેમની ચૌદ લાખ યોનિઓ છે વિકલેંદ્રિય એટલે બેંદ્રિય, તેંદ્રિય અને ચતુરિંદ્રિય જીવોની પ્રત્યેકની બે બે લાખ યોનિઓ છે પંચેંદ્રિય તિર્યંચ જીવોની ચાર લાખ યોનિઓ છે દેવતાઓની પણ ચાર લાખ યોનિઓ છે અને મનુષ્ય જીવોની ચૌદ લાખ યોનિઓ છે | એવી રીતે બધી મળીને ચોરાશી લાખ યોનિઓ થાય છે. ૪૫ ૪૬-૪૭

## वृत्ति

तथा चतुरशीतिर्लक्षा जीवाना योनीना संख्या भवति ।

જીવોની યોનિની સંખ્યા ચોરાશી લાખની હોયછે.

जीवाना मुत्पत्तिस्थानं योनिरुच्यते ।

જીવોને ઉત્પત્તિનું સ્થાન તે યોનિ કહેવાય છે.

तत्र पृथिव्यादीना चतुर्णा प्रत्येकं सप्त सप्तैव लक्षा योनय स्यु. ।

તેમા પૃથ્વીકાય વિગેરે ચાર એટલે પૃથ્વીકાય, અપ્કાય, વાયુકાય, અને તેઉકાય-એ ચારેની પ્રત્યેકની સાત સાત લાખ યોનિઓ છે.

एतेन पृथिव्यप्तेजोवायूनामष्टाविंशतिर्योनि लक्षा जाता' ॥ ४५ ॥

એટલે પૃથ્વીકાય, અપ્કાય, તેજોકાય અને વાયુકાય જીવોની બધી મલીને અઠયાવીશ લાખ યોનિઓ થઈ. ૪૫

दसेति प्रत्येकतरूणां प्रत्येकवनस्पतीना दश योनिलक्षा स्यु ।

પ્રત્યેક વનસ્પતિકાય જીવોની દશ લાખ યોનિ છે.

इतरेषु साधारणवनस्पतिकायेषु चतुर्दश लक्षा योनयो भवति ।

બીજા સાધારણ વનસ્પતિકાય જીવોની ચૌદ લાખ યોનિઓ છે.

तथा विकलेन्द्रियेषु द्वित्रिचतुरिन्द्रियेषु द्वे द्वे लक्षे योनीनां भवत. ।

વિકલેંદ્રિય એટલે બેઇંદ્રિય, તેઇંદ્રિય અને ચતુરિંદ્રિય જીવોની બે બે લાખ યોનિઓ છે.

तथा पचेन्द्रियतिरश्चा चतुर्लक्षा योनय : स्यु. ॥४६॥

પચેંદ્રિય તિર્યંચ જીવોની ચાર લાખ યોનિઓ છે ४६

चत्तरो इति–नारकेपु सुरेपु च चतस्त्रश्चतस्त्रो लक्षा योनय. स्यु ।

નારકીના જીવોની અને દેવતાની ચાર ચાર લાખ યોનિઓછે.

तथा मनुजाना मनुष्याणा चतुर्दशलक्षा योनयो भवति ।

મનુષ્યોની ચૌદ લાખ યોનિઓ છે

एव सर्वे योनिभेदा सपिण्डिता एकत्रकृता सतो योनीना चतुरशीतिलक्षाभवति ।

એવીરીતે સર્વે યોનિઓના ભેદ અકઠા કરતા બધા મળીને ચોરાશી લાખ યોનિઓ થાય છે

तु शब्दौ पूरणार्थौ ॥ ४७ ॥

અહિ બે તુ શબ્દો મુકેલા છે તે પાદ પૂરવા ને માટે છે. ૪૭

इत्युक्त ससारिजीवानाश्रित्य शरीरादिद्वारपचकम् ।

એવી રીતે સસારીજીવોને આશ્રિતે શરીરનુ માન, આયુષ્ય, કાય, સ્થિતિ, પ્રાણ અને યોનિ-એ પાચ દ્વાર કહેનામા આવ્યા

साप्रत सिद्धानाश्रित्य तदाह ।

હવે સિદ્ધ જીવોને આશ્રીને તે કહેછે

सिद्धाण नत्थि देहो, न आउ कम्म न पाण जोणीओ । साइ अणता तेसि, ठिई जिण-दागमे भणिया ॥ ४८ ॥

સિદ્ધ પરમાત્માને શરીર નથી, તેથી તેમને આયુષ, અને કર્મ નથી. જ્યારે આયુષ નથી ત્યારે પ્રાણ અને યોનિપણ નથી. (એ સર્વને અભાવે કાયસ્થિતિ વિગેરે પણ નથી ) તે સિદ્ધ જીવોની સ્થિતિ સાદિ અને અનંત એવી શ્રીજિનેંદ્ર પ્રણીત એવા સિદ્ધાંતને વિષે કહેલી છે. ૪૮

## वृत्ति

सिद्धाना सिद्धपरमात्मनां देहः शरीरं नास्ति ।

સિદ્ધ પરમાત્માના જીવોને શરીર નથી.

अत एव आयु. कर्मापि नास्ति ।

એથી કરીને આયુષ કર્મપણ નથી.

यतोनायुस्तत एव प्राणा योनयश्चापि न संति ।

જ્યારે આયુષ્ય નહોય ત્યારે પ્રાણ અને યોનિ પણ નથી.

एतदभावान्मरणकायस्थित्याद्यभावोऽपि दर्शितः ।

જ્યારે પ્રાણ તથા યોનિ નહોય ત્યારે કાયસ્થિતિ વિગેરે પણ નથી એમ દર્શાવ્યુ છે.

एव च सर्व कर्मोपाधिमुक्तानां लोकाग्रे स्वरूपस्थिताना तेषा सिद्धाना सादिरनंता स्थितिर्जिनेंद्रागमे जिनेंद्रप्रणीतसिद्धांते भणिता प्रोक्ता ।

એવી રીતે સર્વ કર્મોપાધિથી મુક્ત અને લોકાગ્રમા પોતાના સ્વરૂપમા રહેલા તે સિદ્ધ જીવોની સ્થિતિ સાદિ અને અનંત છે, એમ શ્રી જિનેંદ્રપ્રણીત સિદ્ધાંતને વિષે કહેલુ છે.

इतस्तत्र गमनसद्भावात् सादित्वं ।

અહિં થી જે દિવસે સિદ્ધમા ગમન થાય તે દિવસે સિદ્ધને સાદિપણુ કહ્યુ છે

ततश्चयावनाऽभावादनतत्व च समवसेयं ॥४८॥

અને ફરી ત્યાંથી ચ્યવનાનો અભાવ છે, તેથી અનતપણુ કહ્યુ છે, એમ જાણવુ ૪૮

इत्युक्त सिद्धस्वरूपम् ।

એ પ્રમાણે સિદ્ધજીવોનુ સ્વરૂપ કહેવામા આવ્યુ.

अथ पुन ससारिस्वरूपमाह ।

હવે ફરીથી સસારીજીવોનુ સ્વરૂપ કહે છે

काले अणाइ निहणे, जोणी गहणमि भीणसे इत्थ ॥ भमिया भमिहति चिर, जीवाजिण वयण मलहता ॥ ४९ ॥

જેનો આરભ અને નાશ નથી એવા કાળને વિષે શ્રીજિન વચનને નહિ પ્રાપ્ત કરનારા જીવો ચોરાશી લાખ યોનિ વડે દુ ખ દાયક અને ભયકર એવા અહિં વર્ણવેલા આ સસારને વિષે ભમેલા છે અને ભમશે. ૪૯

## वृत्ति.

आदि प्रारम्भ निधन नाश आदिश्च निधनं च आदिनिधने ते न विद्येते यस्य स अनादिनिधन तस्मिन् ।

આદિ એટલે આરભ અને નિધન એટલે નાશ જેનો આરભ અને નાશ નથી એનો.

अनाद्यनंते काले ।

એટલે અનાદિ અનંત એવા કાલને વિષે

जिनवचन हितोपदेशरूपं अलभमाना अप्राप्नुवंतः जीवा ।

હિતોપદેશ રૂપ જિન વચનને નહિ પ્રાપ્ત કરતા એવા જીવ,

यो निन्निश्चतुरशीतिलक्षसंख्यान्निर्गहने अतिसंकुले ।

ચોરાશી લાખ યોનિવડે અતિ દુ:ખદાયક,

अतएव भीषणे भयकरे ।

એથી કરીને ભયકર એવા

अत्रास्मिन् संसारे ।

આ સંસારને વિષે

भ्राता अतीतकाले पर्यटनं कृतवंत ।

ભમેલા એટલે અતીતકાલે ભ્રમણ કરેલા,

पुनश्चिरं बहुकालं भ्रमिष्यंति आगामिकालेऽपि पर्यटिष्यंतीत्यर्थ ।

તેમ વલી ચિરકાલ ભ્રમણ કરશે એટલે અનાગત કાલે પણ ભ્રમણ કરશે.

वर्त्तमानकालस्यैकसामायिकत्वेनाल्पत्वान्नात्र विवक्षा कृतेति ॥ ४९ ॥

અહિ કોઇ શંકા કરે કે, અતીતકાલ અને અનાગત કાલ કહ્યા અને વર્તમાન કાલ કેમ ન કહ્યો ? તેના ઉત્તરમા કહે છે કે, વર્તમાનકાલ એક સમયે થાય છે તેથી તે અલ્પ છે માટે તે કહ્યો નથી. ४९

अथ ग्रन्थकार स्वनाम सूचयन् धर्मोपदेशमाह।

હવે ગ્રંથકાર પોતાના નામની સૂચના કરી ધર્મોપદેશ કહે છે

ता संपइ सपत्ते, मणुअत्ते, दुल्लहे वि सम्म त्ते। सिरि संति सूरि सिठे, करेह भो उज्जम धम्मे ॥ ५० ॥

તે ઉપર કહેલા કારણ માટે, હે ભવ્ય જીવો, સાંપ્રતકાલે દુર્લભ એવું મનુષ્યપણું અને તેમાં પણ અતિ દુર્લભ એવું સમ્યકત્વ પણ પ્રાપ્ત થતાં જ્ઞાનાદિ લક્ષ્મી અને ઉપશમ વડે પૂજ્ય એવા તીર્થંકર અથવા ગણધરોએ કહેલા ધર્મને વિષે ઉદ્યમ કરો અથવા ગ્રંથકાર શ્રી શાંતિસૂરિ ઉપદેશ કરે છે કે, શિષ્ટ પુરૂષોએ આચરેલા ધર્મમાં ઉદ્યમ કરો ૫૦

वृत्ति ।

ततस्मात् भो भव्या संप्रति इदानीं दशाभिर्दृष्टान्तैर्दुर्लभे मनुजत्वे समाप्ते ।

તે કારણ માટે હે ભવ્ય જીવો, સાંપ્રતકાલે દશ દૃષ્ટાંતવડે દુર્લભ એવું મનુષ્યપણું પ્રાપ્ત થતાં.

चपुनस्तत्रापि दुर्लभतरे सम्यक्त्वे जिनोक्ततत्वरुचिरूपे समाप्ते सति ।

તેમાં પણ અતિ દુર્લભ એવું સમ્યક્ત્વ એટલે શ્રીજિનભગવતે કહેલ તત્વમાં રૂચિ, તે પ્રાપ્ત થતાં.

श्री शांतिसूरिशिष्टे धर्मे उद्यमं कुरुत ।

श्रीशांतिसूरि उपदिष्ट એવા ધર્મમા તમે ઉદ્યમ કરો.

युयमिति शेष. ।

'તમે' એ પદ અધ્યાહારથી લેવુ.

श्री' ज्ञानादिलक्ष्मी. ।

'श्री' એટલે જ્ઞાનાદિ લક્ષ્મી,

शांति' रागाद्युपशम' ।

'शांति' એટલે રાગાદિકનો ઉપશમ.

ताभ्या सूरय पूज्या तीर्थंकरा गणधरावा ।

તે જ્ઞાન લક્ષ્મી અને ઉપશમથી પૂજવા યોગ્ય એવા તીર્થંકરો અથવા ગણધરો,

तै शिष्टे उपदिष्टे इत्यर्थ. ।

તેમણે ઉપદેશ કરેલા (એવા ધર્મમા તમે ઉદ્યમ કરો)

अनेन स्वनामापि सूचितम् ।

આથી ગ્રંથકર્તાએ પોતાનુ નામ પણ સૂચવ્યુ છે.

तथाहि ।

તે નીચે પ્રમાણે

श्रीशांतिसूरिरुपदिशति ।

શ્રીશાતિસૂરિ ઉપદેશ કરે છે—

शिष्टे शिष्टपुरुषाचीर्णे धर्मे उद्यमं कुरुतेत्यन्वय. ।

શિષ્ટ પુરૂષોએ આચરેલા ધર્મમા ઉદ્યમ કરો, એમ અન્વય કરવો.

यद्वा श्रीशांतिसूरिणा शिष्टे भगवद्वचनानुसारेण उपदिष्टे धर्मे इति वाच्यम् ॥ ५० ॥

અથવા શ્રીશાંતિસૂરિએ ભગવતના વચનને અનુસા
દેશ કરેલા ધર્મમા ઉદ્યમ કરો એમ લેવુ. ૫૦

अथ प्रस्तुतसूत्रं निगमयन्नाह ।

હવે પ્રસ્તુત સૂત્ર એટલે આ ગ્રંથ સિદ્ધાંત
લીધેલો છે, એમ દર્શાવી સમાપ્તિ કરે છે

एसो जीव वियारो, संखेवरुईण जा
हेउ । संखित्तो उद्धरिओ, रुद्धाओ सु
द्दाओ ॥ ५१ ॥

આ જીવવિચાર અલ્પમતિવાળા જીવોને જાણવા
જેના વિસ્તારનું ગ્રહણ થઈ શકે નહિ તેવા શ્રુત-શ
સમુદ્રમાથી સંક્ષેપ રીતે ઉદ્ધાર કરીને કહેવામા આવ્યો

वृत्ति.

साक्षात्क्तो जीवाना विचार ।

આ જીવોનો વિચાર ( જીવવિચાર ) સાક્ષાત્પણે ક

संक्षेपरुचीना स्वल्पमतीना मनुष्याणा

नाहेतु ज्ञापननिमित्त ।

સંક્ષેપરૂચિ એટલે સ્વલ્પ બુદ્ધિવાળા મનુષ્યોને
નિમિત્તે,

रुद्धात् अनवग्राह्यविस्तारात् ।

જેનો વિસ્તાર ગ્રહણ થઈ શકે નહી તેવા,

श्रुतसमुद्रात् ।

શાસ્ત્ર રૂપ સમુદ્રમાથી.

संक्षिप्त उद्धृत संक्षेपेणोद्धृतनिबद्ध इत्यर्थः ।
સક્ષેપે ઉદ્ધાર કરીને બાધેલો છે. એવો અર્થ થાય

एतेन न स्वमनीषया कल्पित इति सूचितम्‌ ॥५१॥
એથી એમ સૂચવ્યુ કે, આ ગ્રંથ સ્વબુદ્ધિથી કલ્પેલો નથી. ૫૧

इति जीवविचार लघुवृत्तिः ।
એવી રીતે જીવવિચારની લઘુ વૃત્તિ કહેવામા આવી

वृहद्‌ वृत्त्यादिकं त्वस्य यद्यप्यस्ति पुरातनम्‌ ।
तथापि सुखबोधार्थं वृत्तिकेयं विनिर्मिता ॥ १ ॥

જો કે વૃહદ્વૃત્તિ—વિગેરે પુરાતન ટીકાઓ આ ગ્રંથ ઉપર છે, તથાપિ આ વૃત્તિ સુખે બોધ થવાને અર્થે રચનામા આવી છે. ૧

प्रमादाद्वा मतेर्मान्द्यात्प्रोक्तमुत्सूत्रमत्र यत्‌ ।
तन्मिथ्या दुष्कृतं मेऽस्तु शोधनीय च धीधनैः ॥२॥

આ ગ્રંથમા પ્રમાદથી અથવા બુદ્ધિની મંદતાથી જે કાંઇ ઉત્સૂત્ર પ્રરૂપણા થઇ હોય, તે મારૂં દુષ્કૃત મિથ્યા થાઓ અને બુદ્ધિરૂપ ધનવાળા વિદ્વાનોએ તે શોધી લેવુ. ૨

---

વૃત્તિકારની પ્રશસ્તિ

संवद्‌ व्योमशिलीमुखाष्टवसुधा ( १८५० ) संख्ये नभस्ये सिते ।
पक्षे पावनसप्तमीसुदिवसे वीकादिनेराग्निधे ।
ड्गे श्रीमति पूर्णतामभजत व्याख्या सुबोधन्यसौ ।
सम्यक्‌ श्रीगुणचंद्रसूरि मुनिपे गच्छेशता बिभ्रति ॥१॥

સંવત ૧૮૫૦ ના ભાદ્રપદના શુક્લ પક્ષની નમમીના પવિત્ર દિવસે શ્રીયુક્ત એવા વીકાનેર નગરમા આ ગુણોધિક વ્યાખ્યા પરિપૂર્ણ કરવામા આવી છે, તે સમયે શ્રીજિનચંદ્રસુરિ ગચ્છસ્વામિપણું સારી રીતે ધારણ કરતા હતા ૧

श्रीमतो जिनभक्तिसूरिगुरवश्चान्द्रे कुले जज्ञिरे
तच्छिष्या जिनलाभसूरि मुनिपाः श्रीज्ञानतःसागरा।
तच्छिष्यामृतधर्मवाचकवरास्तेषां विनेयः क्षमा-
कल्याणः स्वपरोपकारविषयेऽकार्षीदिमां वृत्तिकाम्
॥ २ ॥

ચંદ્રકુલમા શ્રીમાન્ ગુરૂ જિનભક્તિસૂરિ થયા હતા તેમના શિષ્ય શ્રીજિનલાભસૂરિ થયા કે જે જ્ઞાનના સાગર હતા તેમના શિષ્ય અમૃતધર્મસૂરિ થયા અને તેમના શિષ્ય ક્ષમાકલ્યાણ થયા કે જેમણે પોતાના અને બીજાના ઊપકારને માટે આ જીવવિચારની વૃત્તિ કરેલી છે ૨

---

॥ समाप्तं ॥

સવત્ ૧૮૫૦ ના ભાદ્રપદના શુકલ પક્ષની અષ્ટમીના પવિત્ર દિવસે શ્રીયુક્ત એવા બીકાનેર નગરમા આ ગુજરાતી વ્યાખ્યા-વૃત્તિ પૂર્ણ કરવામા આવી છે તે સમયે શ્રીજિનચદ્રસુનિ ગચ્છનુ સ્વામિપણુ સારી રીતે ધારણ કરતા હતા ૧

श्रीमतो जिनभक्तिसूरिगुरवश्चाद्रे कुले जज्ञिरे
तच्छिष्या जिनलाभसूरिमुनिपा श्रीज्ञानतःसागराः।
तच्छिष्यामृतधर्मवाचकवरास्तेषा विनेय क्षमा–
कल्याण स्वपरोपकारविषयेऽकार्षीदिमा वृत्तिकाम्
॥ २ ॥

ચદ્રકુલમા શ્રીમાન્ ગુરૂ જિનભક્તિસૂરિ થયા હતા તેમના શિષ્ય શ્રીજિનલાભસૂરિ થયા કે જે જ્ઞાનના સાગર હતા તેમના શિષ્ય અમૃતધર્મસૂરિ થયા અને તેમના શિષ્ય ક્ષમાકલ્યાણ થયા કે જેમણે પોતાના અને બીજાના ઉપકારને માટે આ જીવવિચારની વૃત્તિ કરેલી છે. ૨

---

॥ समाप्त ॥